# સદ્ગુણ પ્રશંસા

અથવા

# ગુણાનુરાગકુલકનો ભાવાર્થ



યોજનાર,

પ્રોફેસર રવજીભાઇ દેવરાજ

તેને

શ્રી નીકમવિજયજી મહારાજના ઉપદેશથી

છપાવી પ્રસિદ્ધ કરનાર

શ્રાવક હંશીભાઇ દેવરાજ. કચ્છ-ગરડી વાળા

આ પુસ્તક જૈન મુનિઓ તથા શ્રાવકોને
ભેટ આપવા માટે છપાવવામા આવ્યુ છે



અમદાવાદમા
શા. જેઠાલાલ દલસુખભાઇએ શ્રી "જૈન"
પ્રિન્ટિંગ પ્રેસમા છાપ્યુ

સંવત ૧૯૬૧ અમૂલ્ય

# गुणानुरागकुलक.



सयल कल्लाणनिलय, नमिऊण तित्थनाहपयकमलं
परगुणगहणसरूव, भणामि सोहग्गसिरिजणय १
उत्तमगुणाणुराओ, निवसइ हिययंमि जस्स पुरिसस्स
आतित्थयरपयाओ, न दुल्लहा तस्स रिद्धीओ २
ते धन्ना ते पुन्ना, तेसु पणामो हविज्ज मह निच्च,
जेसिं गुणाणुराओ, अकित्तिमो होइ अणवरय ३
किंबहुणा भणिएण, किं वा तविएण किं व दाणेण
इक्क गुणाणुराय सिक्खह सुक्खाण कुलभवण ४
जइवि चरसि तव विउल, पढसि सुअ करिसि विविहकट्ठाइ,
न धरसि गुणाणुराय, परेसु ता निप्फल सयल ५
सोऊण गुणुक्करिस, अन्नस्स करेसि मच्छर जइवि,
ता नूण ससारे, पराहव सहसि सव्वत्थ ६
गुणवताण नराण, ईसाभरतिमिरपूरिओ भणसि
जइ कहवि दोसलेस, ता भमसि भवे अपारंमि ७
ज अब्भसेइ जीवो, गुण च दोस च इत्थ जम्मंमि
त परलोए पावइ, अब्भासेण पुणो तेण ८
जो जपइ परदोसे, गुणसयभरिओ वि मच्छरभरेण
सो विउसाण मसारो, पलालपुंज व्व पडिभाइ ९
जो परदोसे गिण्हइ, सतासंतेवि दुट्ठभावेण
सो अप्पाण बंधइ, पावेण निरत्थएणावि १०

तं नियमा मुत्तव्वं, जत्तो उप्पज्जए कसायग्गी;
तं वत्थुं धारिज्जा जेणो वसमो कसायाणं. ११

जइ इच्छह गुरुयत्तं, तिहुयणमज्झंमि अप्पणो नियमा;
ता सव्वपयत्तेणं, परदोस विवज्जणं कुणह. १२

चउहा पसंसणिज्जा, पुरिसा सव्वुत्तमुत्तमा लोए;
उत्तमउत्तम उत्तम, मज्झिमभावा य सव्वेसिं. १३

जे अहम अहमअहमा, गुरुकम्मा धम्मवज्जिया पुरिसा;
ते विय न निंदणिज्जा, किंतु दया तेसु कायव्वा. १४

पचंगुब्भडजुव्वण, वंतीणं सुरहिसारदेहाणं;
जुवईणं मज्झगओ, सव्वुत्तमरूववंतीणं. १५

आजम्मबंभयारी, मणवयकाएहिं जो धरइ सीलं;
सव्वुत्तमुत्तमो पुण, सो पुरिसो सव्वनमणिज्जो. १६

एवंविहजुवइगओ, जो रागी हुज्ज कहवि इगसमयं;
बीयसमयंमि निंदइ, तं पावं सव्वभावेणं. १७

जम्मंमि तम्मि न पुणो, हविज्ज रागो मणंमि जस्स कया;
सो होइ उत्तमुत्तम—रूवो पुरिसो महासत्तो. १८

पिच्छइ जुवईरूवं, मणसा चिंतेइ अहव खण मेगं,
जो नायरइ अकज्जं पत्थिज्जं तो वि इत्थीहिं. १९

साहू वा सढ्ढो वा, सदारसंतोससायरो हुज्जा,
सो उत्तमो मणुस्सो, नायव्वो थोवसंसारो. २०

पुरिसत्थेसु पवट्टइ, जो पुरिसो धम्मअत्थपमुहेसु;
अनुन्न मवाबाहं, मज्झिमरूवो हवइ एसो. २१

एएसिं पुरिसाण, जइ गुणगहण करेसि बहुमाणा,
तो आसन्नसिवसुहो, होसि सुम नत्थि सदेहो २२

पासत्थाइसु अहुणा, सजमसिढिलेसु मुक्कजोगेसु,
नो गरिहा कायव्वा, नेव पससा सहामज्झे २३

काऊण तेसु करुण, जइ मन्नइ तो पयासए मग्ग,
अह रूसइ तो नियमा, न तेसि दोस पयासेइ २४

संपइ दूसमसमए, दीसइ थोवो वि जस्स धम्मगुणो,
बहुमाणो कायव्वो, तस्स सया धम्मबुद्धीए. २५

जइ परगच्छि सगच्छे, जे सविग्गा बहुस्सुया मुणिणो,
तेसिं गुणाणुराय, मा मुचसुमच्छरप्पहओ २६

गुणरयणमडियाण, बहुमाण जो करेइ सुद्धमणो,
सुलहा अन्नभवमि य, तस्स गुणा हुति नियमेण २७

एय गुणाणुराय, सम्म जो धरइ धरणि मज्झमि,
सिरिसोमसुदरपय, सो पावइ सव्वनमणिज्ज २८

( इति गुणानुरागकुलक पूज्य पं० जिनहर्षगणिभि कृत )



# પ્રસ્તાવના



આ ચરાચર સૃષ્ટિની અંદર મનુષ્ય પ્રાણિને જે શક્તિઓ પ્રાપ્ત થએલી છે, તેનો જો સદુપયોગ કરવામા આવે તો આ મનુષ્યભવ સર્વ સુખ પામવાનુ મૂળસ્થાન સાબિત થને મનુષ્ય પ્રકૃતિનુ બંધારણ જ કંઇ વિલક્ષણ રહેલ છે તે જો પોતાની શક્તિઓની ખીલવણી કરે તો તેને મુક્તિ સુધા કશુ અસાધ્ય નથી

અદૃષ્ટ રહેલી દેવસૃષ્ટિમા ભોગવવામા આવતા આનંદનુ બીજ પણ મનુષ્યપણામા જ રોપાય છે મનુષ્ય કરતા દેવો વધુ સુખી ગણાય છે પણ દેવપણામા કોઈ કેવળજ્ઞાની, તીર્થંકર, અથવા મુક્તિ પામનાર નથી થતો તેનુ શુ કારણ? કારણ એજ કે મનુષ્યની માનસિક શક્તિ પ્રયત્નથી ખીલતી રહી ઉત્કૃષ્ટપણાને પહોચી શકે છે, પણ દેવોની માનસિક શક્તિ તેટલી હદે ખીલી શક્તી નથી

માટે મનુષ્યભવ એ સુખદુઃખ પામવાનુ મધ્યસ્થાન છે અહીંથી તમે ચાહો તો પૂર્ણ સુખે પહોચી શકો અને ચાહો તો પૂર્ણ દુઃખે પણ પહોચી શકો

આ રીતે મનુષ્યનુ મનોબળ દેવતાના મનોબળથી પણ ચરિયાતુ છે

આ મનોબળ અથવા મનઃપરિણામ આત્મબળની પ્રેરણા પ્રમાણે ચાલ્યા કરે છે; અને આત્મબળનો પ્રકાશ મનુષ્યપણામાં પરિપૂર્ણ હદસૂધી થઇ શકે છે. આથી કરીને શાસ્ત્રકારોએ કહેલું છે કેઃ—

## दुल्लहो माणुसो जम्मो.

મનુષ્યનો ભવ પામવો અતિદુર્લભ છે.

અનાદિકાળથી આ જીવ સંસારમાં રહેલો છે, ત્યાં અનાદિકાળથી સૂક્ષ્મ નિગોદરૂપે રહી રહીને ત્યાંથી બાદરનિગોદમાં આવી ચડે છે. ત્યાં પણ પુષ્કળ વખત ગાળીને વનસ્પતિકાયની મહાનસ્થિતિ પૂરી કરી શેષ એકેંદ્રિયપણું પામે છે. આ ઉત્ક્રાંતિના વખતનો વિચાર કરતાં આપણને ધ્રુજરી છૂટે એટલો કાળ પસાર થાય છે. માટે યોગ્યતા શિવાય ઉત્ક્રાંતિ થાય જ નહિ એ ન્યાય સિદ્ધ વાત છે.

એકેંદ્રિયપણામાં રઝળી રઝળી મહામુશીબતે ક્રમે ક્રમે, ધીમે ધીમે, પાયરી દરપાયરી પોતાની યોગ્યતામાં જરા જરા વધારો કરતો કરતો આ જીવ દ્વીંદ્રિય, ત્રીંદ્રીય, ચતુરિંદ્રિયરૂપ વિકલેદ્રિયપણામા ચડતો થકો પુષ્કળ કાળ પસાર કરે છે. આટલી હદે ચડયા છતાં તેને મનોબળ પ્રાપ્ત થએલું હોતું નથી. તેથીજ ઇહાં સૂધીની તેની

બહુજ ધીમે ધીમે ઉત્ક્રાંતિ થાય છે કારણકે મનોબળ શિવાય કેવળ કર્મપરિપાકના આધારે ઉપર વધવામા પુષ્કળ કાળક્ષેપ થવા શિવાય કશો બીજો આરો જ રહેલ નથી

બાદ આ જીવ ત્યાથી પચેદ્રિય તિર્યંચપણામા ચડે છે અહીં તેને પેહેલ પ્રથમ મનોબળ પ્રાપ્ત થતુ હોવાથી તે માત્ર અગનાનરૂપે હીનરૂપમા ઉપલબ્ધ થાય છે ત્યા પણ ક્રમે ક્રમે આ જીવ ઉંચી પાયરીએ ચડે છે કારણ કે મનોબળ પ્રાપ્ત થવા છતા પણ તે હીનરૂપમા હોવાથી હજુ ધીમે ધીમે જ તેની ઉત્ક્રાંતિ થાય છે તેથી તિર્યંચયોનિના વિવિધ પ્રકારોમા ચડતા ચડતા પણ ઘણો કાળ જાય છે, એટલુ જ નહિ પણ આ સ્થળે તેને હીન મનોબળ પ્રાપ્ત થએલ હોવાથી બહુધા તેનો તે દુરૂપયોગ કરતો હોવાથી વચ્ચે વચ્ચે નારકપણાની સૃષ્ટિમા દાખલ થઇ પુષ્કળ કાળક્ષેપ કરે છે અને અહીં તિર્યંચયોનિમા તેવા મનોબળના લીધે આ જીવની નિયમિત ઉત્ક્રાંતિ નહિ થતા ઉત્ક્રાંતિ અને અપક્રાંતિ બન્ને સાથે થવા માટે છે તેથી ઇહા આ જીવ જાણે હીંડોળે ચડેલો રહે છે તેથી ઉંચો થતા થતા બહુકાળે ઉત્ક્રાંત થાય છે

આ રીતે પર્વતમાથી નીચાણમા વહેતી નદીમા પર્વતના ખડકપરથી પડેલો બેડોળ પત્થર પાણીના પ્રવાહમાં તણાતો તણાતો ઘસાઇ પીસાઇને આખરે અર્ધ રસ્તે

આવતાં તદન ગોળાકાર ધારણ કરે છે તેમ આ જીવ અહીં સૂધી આવીને આ સંસારને અર્ધો રસ્તો પસાર કરે છે, ત્યારે તે મનુષ્ય થવાને લાયક બને છે. પણ આટલો રસ્તો પસાર કરતાં જે અનંતકાળ પસાર કરવો પડે છે તેનો જો આપણે સૂક્ષ્મબુદ્ધિથી ધ્યાનપૂર્વક વિચાર કરીયે તો ખચિત આપણને નિશ્ચય થાય છે કે મનુષ્યભવ દુર્લભ હોવાનું શાસ્ત્રકાર જ્ઞાની પુરૂષોનું ઉપર જણાવેલું મહાવાક્ય ખરેખરૂં બોધદાયક છે.

મનુષ્યભવની દુર્લભતા માટે શાસ્ત્રકારોએ દશ દૃષ્ટાંતો આપીને અચ્છી રીતે ચિતાર આપ્યો છે, પણ ઈહાં મારે કથાઓથી સમજાવ્યા કરતાં ખાસ વિવેચનથી જ સમજ આપવાનો ઉદ્દેશ હોવાથી તે દૃષ્ટાંતોની કથાઓ લખીને વાચનારાઓનો વખત રોકવા માગતો નથી. કારણ કે બાળવર્ગને કથાઓથી ઠીક બોધ થાય છે પણ મધ્યમવર્ગના જનોને વિવેચનથી જ સમજ આપવી વધારે સારી છે.

આ રીતે પ્રબળ પુણ્યના પરિપાકથી, મહાનુશીબતે, મોટો કાળક્ષેપ કરવાના જોખમે, આ સર્વસુખ સાધન કરવામાં સમર્થ, ઉત્કૃષ્ટ વેગશાળી મનોબળવાળો મનુષ્યભવ આપણને પ્રાપ્ત થયો છે, અને તે સર્વ પ્રકારના દેવતાઓના ભવોથી પણ ઉત્તમ તરીકે શાસ્ત્રકારોએ ગણેલો છે; છતાં આપણે તે મનુષ્યભવમાં પ્રાપ્ત થએલી ઉત્તમ

શક્તિઓની કેટલી ઓછી કદર પિછાણીએ છીયે તે જ્યારે હુ તમને વિગતેવાર સમજાવીશ ત્યારે તમો એકે અ અવાજે બોલશો કે આપણે તેમ કરવામા ખરી મૂર્ખાઇ કરીયે છીયે

આપણને મળેલી શક્તિઓ કેટલી ઉચ્ચતમ છે તેનો જરા વિચાર કરો ! એનો ખ્યાલ મનુષ્ય કેવા કેવા આશ્ચર્યકારક કામો કરી શકે છે તે ઉપરથી તરત આવી શકશે મનુષ્ય બોલી શકે છે, સમજી શકે છે, ઓળખી શકે છે, વિચારી શકે છે, યાદ રાખી શકે છે, પરીક્ષા કરી શકે છે, અનુમાન કરી શકે છે, ઉડો અનુભવ કરી શકે છે, વિકારોને વશ કરી શકે છે, શીખીને સુધરી શકે છે, મહાવિદ્વાન્ થઈ શકે છે, મહાશોધક થઈ શકે છે, દેશવિદેશ જઇ શકે છે, ઉત્તમ ભાવનાઓ ધારી શકે છે, સ્વતત્રતા મેળવી શકે છે, અને છેવટ પૂર્ણ મુક્તિ પણ પામી શકે છે ટુકામા કહિયે તો મનુષ્યને કશુ અસાધ્ય છે જ નહિ

મનુષ્યને મળેલી વાકૃશક્તિ કેટલી ઉત્તમતા ધરાવે છે તથા તેના યોગે મનુષ્યને કેટલુ બધુ સાંસારિકજ્ઞાન પ્રાપ્ત થાય છે તે વિચારો ! જૂદા જૂદા સ્વરોચ્ચાર તથા જૂદા જૂદા વ્યજનોચ્ચારથી કોડોગમે જૂદા જૂદા શબ્દો બોલી તથા તેમના બળે વચન-વિભક્તિ-લિગ-કાળ-વ

ગેરે અનેક વ્યાકરણના નિયમોથી ઘટિત થએલી વાક્યરચનાવડે મનુષ્યપ્રાણી સહજસહજમાં જ કેટલું બધું સમજી જણાવી શકે છે!

મનોબળથી મનુષ્ય કેટલુ બધું શોધી શકે છે તે વિચારો;–ગણિતશાસ્ત્ર, જ્યોતિઃશાસ્ત્ર, ઇતિહાસ, ન્યાય, વિજ્ઞાન, વગેરે અનેક શાસ્ત્રોમાં કેટલું બધું મનોબળ વપરાયું હશે?

ત્યારે આપણે આવી ઉત્તમ શક્તિઓવાળું મનુષ્યપણું પામી તે શક્તિઓનો સરસમાં સરસ લાભ કેમ લઈ શકાય તે સંબંધી જ્ઞાન મેળવવું તથા તે પ્રમાણે વર્ત્તવું એ કેટલું જરૂરનું છે તે વિચારો.

આપણું મનોબળ યા મનઃપરિણામ જો રૂડી રીતે સુધારીને આપણે આપણી ચાલચલણ તે પ્રમાણે રાખીયે તો આપણે ખચિત મહાસુખી થઈએ એમાં લેશ ભાર સંદેહ નથી.

હવે વિચારવાનું એટલું જ છે કે આપણું મનઃપરિણામ કેવી રીતે સુધરીને મજબૂત થાય? આ સવાલનો જવાબ એ જ છે કે આપણે આપણા હૃદયમાં જો ગુણાનુરાગ એટલે કે ગુણોતરફ પ્રેમ રાખીયે તોજ મન શુદ્ધ રહે.

આ હેતુથી ગુણોતરફ આપણું લક્ષ ખેંચવા માટે આ ગુણાનુરાગ નામનો નાનો ગ્રંથ વિક્રમ સંવતની પં-

દશમી સદીમા થએલા શ્રી સોમસુંદરસૂરિના શિષ્ય પડિત જિનહર્ષગણિ નામના મહાશય મુનિએ રચ્યો છે, જે ઉત્તમબોધથી ભરપૂર છતા નાનકડો હોવાથી કુલક તરીકે ગણાય છે

આ નાનકડા ગ્રથમા આપણે ગુણો તરફ કેવી પ્રીતિ રાખવી તે સબધે ઉત્તમ બોધ આપ્યો છે, તેથી ગુણાનુરાગી જનોને તે ખાસ ઉપયોગી રહેલ છે, તેથી એક ગુણાનુરાગી મહાપુરૂષની પ્રેરણાથી હુ એ ગ્રથના ઉપર યોગ્ય વિવેચન કરી તેને ગુણાનુરાગી જનોના હિતાર્થે પ્રસિદ્ધિમા લાવુ છુ

આ ગ્રથ તથા તેનાપર કરેલુ મારૂ વિવેચન વાચી જો કોઇ પણ અશે વાચનારને ગુણો તરફ પ્રીતિ ઉત્પન્ન થશે તો હુ તે લાભ તે મહાપુરૂષને અર્પણ કરૂ છુ કે જેમની પ્રેરણાથી આ ગ્રથ બહાર પડી શક્યો છે

આ ગ્રથની સુધારણા કરવામા દક્ષિણદેશ વિહારી સુવિહિત સાધુ શિરોમણિ શ્રીમાન્ અમરવિજયજી તથા બાળવિજયજી મહારાજે જે શ્રમ લીધો છે તેમનો હુ અત્યત આભાર માનુ છુ

ભાવાર્થ યોજક.
પ્રોફેસર રવજીભાઈ દેવરાજ

## વિશેષ સૂચના.

આ ગ્રંથમાં છ પ્રકારના પુરૂષ વર્ણવ્યા છે તેમાં અધમ પુરૂષો તે જેઓ ધર્મજ્ઞાન રહિત અને પાપ પરાયણ હોય અને અધમાધમ તે જેઓ નાસ્તિક બની દુર્ગુણોના વખાણ કરતા થકા પ્રાણિહિંસા અને મદ્યમાંસાદિકનું ભક્ષણ કરતા રહે છે તે ગણવાના છે–છતાં આ ગ્રંથ ખાસ જૈનોના પ્રતિબોધ માટે રચાયલો હોવાથી તેમાં દુરાચારી યતિઓને પણ અધમ તથા અધમાધમ તરીકે જ ગણવામાં આવ્યા છે. પરમાર્થે જોતાં એ વાતમાં વાંધા જેવું કંઈ નથી કેમકે દુરાચાર એ અધમતાનું મુખ્ય કારણ છે, અને દુરાચારને અટકાવવો એ ગ્રંથનો ખાસ ઉદ્દેશ છે, માટે તે પર ખાસ લક્ષ આપવું.



# ગુણાનુરાગ.



આપણા મન વચન અને શરીર શુભ માર્ગે જોડી શુદ્ધ રાખીયે તે સદ્‌ગુણ અને અશુભ માર્ગે જોડી અશુદ્ધ કરીયે તે દુર્ગુણ એમ સદ્‌ગુણ દુર્ગુણનો સામાન્ય વ્યાખ્યા છે. મ દગુણને ટુકામા ગુણ કહેનામા પણ કઈ વાધો આવતો નથી

વ્યવહાર નયે જોતા વનસ્પતિ તથા જનાવરોમા જન્મ થી જેના સુગુણ કે દુર્ગુણ હોય છે તે પ્રાયે હમેશા કાયમ રહે છે આબાના ગુણો તેના તેજ કાયમ રહે છે તેમ લી બડાનુ કડવાશ પણ કોઇ રીતે ટાળી શકાતુ નથી, એ જ રીતે ગાય શાત સ્વભાવવાળી હોય છે તે પ્રાયે ક્રૂર થતી નથી અને સિહ ક્રૂર સ્વભાવવાળો હોય છે તે પ્રાયે શાત થતો નથી. આ રીતે વનસ્પતિ તથા જનાવરોમા પ્રાયે પ્રા કૃતિક ગુણો રહે છે. કદાચ તેઓમા પણ કારણયોગે પ્રકૃતિ ફેર થતો સભળાય છે, તોપણ તે બહુ વિરલો રહેલ છે

પણ મનુષ્ય પ્રાણિઓ તેનાથી કાઇંક વિલક્ષણતા દેખાય છે. કારણ કે તેનામા કઇ જનમવાની સાથે જ સઘળા સ દગુણ દુર્ગુણ દાખલ થાય છે તેમ નથી, કિંતુ તેતો જેમ જેમ ઉમર લાયક થતો જાય છે તેમ તેમ આસપાસના સ-સર્ગ-પરિચય ઉપરથી તેના મનરૂપી આદર્શમા સદ્‌ગુણો અથવા દુર્ગુણોની છાપ પડતી રહીને તે સુદૃઢ થતી જાય છે.

જો કે આ વાત પણ સાચી છે કે ગર્ભમાં પણ તેના માબાપની ખાસિયતો પ્રમાણે તેની સારી નરસી ખાસિયતો બંધાય છે, છતાં તે એટલી નરમ હોય છે કે તેઓ પછવાડેના સંસર્ગથી દબાવવામાં આવે તો દબી જાય છે, તેથી જ આ એક અવલોકનસિદ્ધ વાત છે કે દરેક બાળક તેના બાળપણમાં જ્યાંસુધી તેને વધુ વિવેક નહિ આવ્યો હોય ત્યાંસુધી ભદ્ર પરિણામી અને નિર્દોષ જેવો દેખાય છે.

માટે મનુષ્ય પ્રાણિના સદ્‌ગુણો અને દુર્ગુણો પ્રાકૃતિક હોવા કરતાં સાંસર્ગિક વધુ સિદ્ધ થાય છે, અને તેથી જ બાળકના કોમળ અંતઃકરણમાં માબાપના સહવાસથી, ત્યાર બાદ ભાઈ બેનના સહવાસથી, તથા ત્યારબાદ સોબતીઓના સમાગમથી, તથા શિક્ષકના પરિચયથી સદ્‌ગુણો અથવા દુર્ગુણોના બીજ રોપાય છે, અને તે આગળ વધતાં વધતાં સુદૃઢ થતા જાય છે. આવી રીતે ઉપક્રમ થતો ચાલુ રહેછે. તેથી જ શાસ્ત્રમાં કહેવાય છે કેઃ—

“प्रायेणा धमामध्यमोत्तमगुणाः संसर्गतः स्यु र्नृनाम्.”

એટલે કે ઘણુ કરીને માણસોના સારાનરતા ગુણો સોબતથી થાય છે.

આમ હોવાથી જ ગમે તેવો દુર્ગુણી મનુષ્ય પણ જો સદ્‌ગુણો તરફ ખેંચાઇને પોતાના મનને કાબુમાં રાખી સદ્‌ગુણી થવા પ્રયત્ન કરે તો અવશ્ય તે સદ્‌ગુણી થાય એ વાત નિઃસંશય છે.

જ્યારે આમ છે ત્યારે મનુષ્ય પ્રાણિએ હિમ્મત રાખી સદ્ગુણી થવા પ્રયત્ન કરવો ઘટે છે અને ઉપદેશકોએ પણ આજકાલ કેવળ સદ્ગુણો તરફ જોતા જનોની તીવ્ર લાગણી ખેંચાય તેવો ઉપદેશ આપવાની જરૂર છે.

હવે ત્યારે મનુષ્ય સદ્ગુણી કેમ થઈ શકે તેના માટે જે ઉપાય છે તે એ જ છે કે ગુણો ઉપર તેને આકર્ષિત કરવો આનું જ નામ ગુણાનુરાગ છે. ગુણો એટલે સદ્ગુણો તેમના વિષે અનુરાગ એટલે પ્રેમ તે ગુણાનુરાગ. જ્યારે મનુષ્યના અંતઃકરણમાં ગુણાનુરાગ ઉત્પન્ન થાય છે, ત્યારે તે આપોઆપ ગુણવાન્ થતો જાય છે તેની દૃષ્ટિ ગુણો તરફ રહેલી હોવાથી તે ગુણવાન્ જનોના ગુણો જોઈ તેમના તરફ બહુમાન રાખે છે, અને ગુણગ્રાહી બને છે ગુણાનુરાગી પુરૂષ કદાગ્રહથી રહિત હોય છે, કારણ કે તે કેવળ ગુણપક્ષપાતી જ રહે છે, તેથી તેનામાં અહંકાર અને મમત્વનું જોર હોતું નથી. ગુણાનુરાગી પુરૂષ પોતાને અલ્પગુણી જાણે છે અને તેથી તે અહંકારી બનતો નથી કિંતુ સદા નમ્ર રહે છે, એથી કરીને તે ગુણીજનોના ગુણોની સ્તુતિ કરતો રહે છે, અને તેમના ગુણો ઉપર અનુરાગ રાખી મત્સરથી વેગળો રહે છે આ ઉપરથી ગુણાનુરાગ એ શબ્દનો કેટલો ગંભીર અર્થ છે તે જણાઈ શકે છે.

માટે આપણે ગુણાનુરાગી થઈને પરાયા ગુણો જોઈ પ્રમોદ રાખવો જોઈએ અને પરાયા દોષ જોઈ તેમના નિંદાથી વેગળે રહેવું જોઈએ. આ ધોરણે આપણે ચાલીયે તો જ

આપણે ખરેખરા ગુણાનુરાગી ગણાઇયે. જ્યાં સૂધી આપણે મારૂં તારૂં કરીને કદાગ્રહમાં મસ્ત રહી મનમાં ઈર્ષા અને મત્સર રાખી દરેક જણના અવગુણ જ શોધતા રહીને પર-નિંદક બનીયે ત્યાંસૂધી આપણે ગુણાનુરાગી કેમ હોઇયે. આ વાતનો ઉપદેશ આપવા માટે ગ્રંથકાર શ્રીજિનહર્ષગણિ મં-ગળાચરણ કરવાની સાથે ગ્રંથમાં જે વાત ઉપર બોલવાનું છે તે વાતની સંક્ષેપમાં હકીકત રજુ કરે છે;—

ગાથા.

सयलकल्लाणनिलयं—नमिऊणं तित्थनाहपयकमलं,
परगुणगहणसरूवं—भणामि सोहग्गसिरिजणयं ॥ १ ॥

અર્થ.—સકલ કલ્યાણના નિવાસસ્થાન તીર્થંકર ભગવા-નના ચરણકમળને નમીને સૌભાગ્યશ્રીકારક એવું પરાયા ગુણોને ગ્રહણ કરવાનું સ્વરૂપ કહું છું.

ભાવાર્થ,—

જે પુરૂષ સર્વ સદ્‌ગુણોના નિધાન હોઇને તેવા ગુણો જગત્‌માં ફેલાવવા માટે યોગ્ય ઉપદેશ આપીને સંસાર સમુદ્રથી તા-રનાર દયા માર્ગની સ્થાપના કરી તેની વૃદ્ધિ કરે છે તે તીર્થંકર કહેવાય છે. આવા પુરૂષોના ચરણકમળની સેવા કર્યાથી તેના સેવકોમાં પણ સદ્‌ગુણોની છાપ પડે છે. સદ્-ગુણોની છાપ પડવાથી તે સેવકો સર્વ કલ્યાણ સાધી શકે છે. માટે પોતાનું કલ્યાણ સાધવા ઇચ્છનાર આ ગ્રંથકાર તેવા તીર્થનાથ શ્રીમહાવીર પ્રભુના ચરણે નમન કરે છે.

આવા ગુણનિધાન પુરૂષના તરફ જો ખરા પ્રેમથી અને ખરી રીતે ફક્ત એકવાર જ નમસ્કાર કરવામાં આવે તો પણ તે સંસાર સમુદ્રથી તેને તારવા સમર્થ થાય છે. જે માટે કહેવામાં આવે છે કે —

इक्कोवि नमुक्कारो, जिणवरवसहस्स वद्धमाणस्स ।
संसारसागराओ, तारेइ नरं व नारिं वा ॥ १ ॥

અર્થ —જિનવરમાં વૃષભ સમાન શ્રેષ્ઠ વર્ધમાન સ્વામિના તરફ કરેલો માત્ર એક નમસ્કાર પણ નર અથવા નારીને સંસાર સાગરથી તારે છે. ૧

કોઇ બોલશે કે તે ભગવાન્ તો આજે વિધમાન નથી તો પછી તેમના ચરણે શી રીતે નમાય, તેના માટે એ ઉત્તર છે કે માનસિક સંકલ્પથી તેમને યાદ કરતા અનુક્રમે આ મનને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થાય છે અને તેના જોરથી આપણે તેમના માનસિક દર્શન કરી શકીયે છીયે, અને માનસિક દર્શન થતા તેમને નમન પણ કરી શકીએ

ખરા દર્શન અને ખરૂ નમન તે ભાવદર્શન અને ભાવનમન છે, જે માટે શ્રીજિનવલ્લભસૂરિએ લખ્યુ છે કે -

तुम मच्छीहि न दीससि—नाराहिज्जसि पभूयपूयाहिं,
किंतु गुरुभत्तिराएण—वयणपरिपालणेण च ॥ १ ॥

અર્થ.—હે ભગવન્ તુ આંખોથી દેખાતો નથી, તેમજ ઘણી ઘણી પૂજાઓથી પણ કંઇ તારી આરાધના થઇ શકતી

નથી, કિંતુ મારે ભક્તિરાગથી તારાં દર્શન થાય છે અને તારાં વચન પાળવાથી તારી આરાધના થાય છે.

માટે તીર્થંકર ભગવાનને તેમના ગુણોદ્વારા આપણા મનમાં યાદ કરી પૂર્ણ પ્રેમથી તેમના તરફ આપણે નમીને તેમની આજ્ઞા પાલન કર્યાથીજ આપણા સર્વ કલ્યાણ સિદ્ધ થાય છે.

ભગવાનની આજ્ઞા એ છે કે જેમ જેમ રાગદ્વેષ ઓછા થાય તેમ તેમ પ્રવર્તવું, ત્યારે આ પ્રધાન આજ્ઞાનો જો આપણે ભંગ કરી ઈર્ષ્યા, મત્સર, કલહ, નિંદા વગેરે કરવામાં તત્પર રહીયે તો પછી કેવળ દ્રવ્ય નમસ્કારથી આપણું શી રીતે કલ્યાણ થાય?

એટલા માટે ગ્રંથકાર આગળ વધી કહે છે કે પારકા તરફ મત્સર ન રાખતાં તેના ગુણ ગ્રહણ કરવા જોઇએ. અર્થાત્ પારકા ગુણ જોઇ આનંદિત થઈ તેના વખાણ કરવા જોઇયે, જેનું સ્વરૂપ વિસ્તારથી કહેવામાં આવનાર છે.

પારકા ગુણ ગાવાથી આપણામાં તેની છાયા પડતાં આપણું સૌભાગ્ય પ્રકાશિત થઈ તેની શોભા વધે છે. માટે કોઈની નિંદા નહિ કરતાં ગુણિ પુરૂષોના ગુણ બોલી આપણે આપણું સૌભાગ્ય વધારવું જોઇયે.

આ ભાવાર્થ ઉપરથી બે સાર નીકળે છે તે આ પ્રમાણે કે એક તો આપણે કલ્યાણાર્થી થવું અને બીજું એ કે ગુણગ્રાહી થવું. શ્રી જિનવલ્લભસૂરિએ સંઘપટ્ટકના બીજા

કાવ્યમાં, કોને ઉપદેશ આપવો જોઇયે એના ખુલાસામાં જણાવ્યું છે કે,—

कल्याण भिनिवेशवा निति गुणग्राहीति०

એનો સારાંશ એ છે કે જે કલ્યાણ કરવા માટે દૃઢ અભિલાષાવાળો હોય તેને ઉપદેશ આપવો ધારત છે. કારણ કે તેનો પુરૂષ તેમાથી અવશ્ય સાર ગ્રહણ કરી શકે છે

હવે ગ્રંથકાર પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે પરગુણ ગ્રહણનુ સ્વરૂપ કહે છે.

મૂળ ગાથા.

उत्तमगुणाणुराओ–निवसइ हिययंमि जस्स पुरिसस्स,
आ तित्थयरपयाओ–न दुल्लहा तस्स रिद्धीओ ॥ २ ॥

અર્થ —જે પુરૂષના હૃદયમાં ઉત્તમ ગુણવાન્ જનો તરફ અનુરાગ વસતો હોય તેને તીર્થંકર પ સુધની રિદ્ધિઓ દુર્લભ નથી. ૨

ભાવાર્થ,-

ગુણવાન્ ઉપર અનુરાગ તે પરમાર્થે ગુણો ઉપરજ અનુરાગ છે, તેથી જે પુરૂષના અંતઃકરણમા ગુણવાન્ જન ઉપર અનુરાગ રહે છે, તે ગુણોનો વૃદ્ધિમાયતી થવાથી અવશ્ય ગુણવાન્ થાય છે અને જેમ જેમ તે ગુણોમા આગળ વધે છે તેમ તેમ તેને સઘળી રિદ્ધિસિદ્ધિ પ્રાપ્ત થતી જાય છે. કારણ કે ગુણાનુરાગ એ પોતે પણ એક જાતનો ગુણજ છે, એ ગુણ પ્રાપ્ત થતા વિનય ગુણ વસતો રહે છે વિનય ગુણ વધવાથી બીજા તમામ ગુણોના બીજો રોપાવવાની યોગ્યતા

પ્રાપ્ત થાય છે, અને તેમ થતાં તેમના પરિપાકે તીર્થંકર પદ મેળવી શકાય તો તેમાં લગારે આશ્ચર્ય જેવું નથી.

આ રીતે ગુણાનુરાગનો મહિમા અતિ વિચિત્ર છે, અને તે ખરેખર સત્ય છે. કારણ કે જે ચીજમાં જેનું મન બંધાય છે, તે ચીજ તેને મોડી કે વેલી પ્રાપ્ત થાય છે એ નિયમથી જ્યારે આપણું મન ગુણોમાં અનુરાગી થાય છે, ત્યારે તેમાં ગુણોના બીજ રોપાય છે. માટે ગુણો પ્રાપ્ત કરવાનો એજ ખરો ઉપાય છે કે ગુણો તરફ પ્રીતિ બાંધવી, અને ગુણવંતોની સોબત કરવી.

ગુણાનુરાગી પુરૂષના હૃદયમાં મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ એ ચાર ભાવનારૂપ ચાર ગુણો શરૂઆતમાંજ પ્રાપ્ત થાય છે. કારણ કે ગુણાનુરાગના પ્રતાપે એ ચાર ગુણોના વિરોધી વૈર, મત્સર, દ્વેષ, અને ક્લેશરૂપ ચાર દુર્ગુણો તેના હૃદયમાં દૂર ખસેલા હોય છે.

જ્યાં સુધી આપણા હૃદયમાં વૈર, મત્સર, દ્વેષ અને ક્લેશ ભરાયા રહે છે ત્યાં સૂધી તેમાં ગુણાનુરાગ દાખલ થઇ શકતો નથી. માટે હૃદયની શુદ્ધિ કરવા માટે આ ચાર દુર્ગુણો અવશ્ય દૂર કરવા જોઇયે.

ત્યાં પ્રથમ વૈરને દૂર કરી જગત્‌ના તમામ જીવો પછી તે એકેંદ્રિય હો કે પંચેંદ્રિય હો, રાક્ષસ હો કે દેવ હો, આર્ય હો કે અનાર્ય હો, સ્વધર્મી હો કે પરધર્મી હો, સ્વગચ્છી હો કે પરગચ્છી હો, તે બધાની સાથે આપણા અંતઃકરણથી મૈત્રી એટલે ભ્રાતૃભાવ રાખવો એ આપણું

મૂળ કર્તવ્ય છે. આવો ઉદારભાવ આપણા હૃદયમાં હમેશા રહ્યા કરતો હોય તો પછી આપણે ધર્મ નિમિત્તે કશા પણ કજીયા ટંટા ઉભા નહિ કરીશું, એટલું જ નહિ પણ આપણે સર્વેના સાથે ભ્રાતૃભાવ રાખતા હોવાથી અને સર્વેનું ભલું ચાહતા હોવાથી ધર્મના ખરેખરા બીજને વધારે પ્રમાણમાં રોપવા શક્તિમાન થઈ શકીશું.

આપણે આપણા હડહડતા શત્રુ ઉપર મૈત્રી રાખી તેનું હિત ચિંતવવું અને કરવું જોઈએ. આ રીતે મૈત્રી દૃઢ થવાથી આપણામાં પરોપકારરૂપ મહાન્ ગુણનો પાયો નંખાય છે કે જેના પરિણામે તીર્થંકર પદ મેળવી જગત્માત્રના કલ્યાણાર્થે દેહાર્પણ કરી પરમાનંદ પ્રાપ્તિરૂપ મહા આનંદ મેળવી શકાય છે.

સકારણ યા નિષ્કારણ એક બીજામાં વૈર રાખવું એ નીચ માણસનું કામ છે વૈર રાખવાથી અંતઃકરણ બળી બળીને દુઃખિત થાય છે, માટે વૈરને દૂર કરી ભ્રાતૃભાવની લાગણીથી મનને પવિત્ર કરવું જોઈએ.

જો તમે પોતાના કલ્યાણના અર્થી હો, જો તમે ગુણના અનુરાગી હોઈ ગુણના ગ્રાહક થવા ઇચ્છતા હો તો સૌથી પહેલા તમે નીચે મુજબ પ્રતિજ્ઞા લ્યો,—

"मित्ती मे सव्वभूएसु-वेरं मज्झ न केणइ"

"સર્વ જીવોની સાથે મારે મૈત્રી છે. કોઈના સાથે મારે વેર નથી.

ધર્મના કારણે લડાઇ કરવી, ધર્મના કારણે અરસપરસ વિવાદે ચડી એક બીજાને ગાળો ભાંડવી, ધર્મના કારણે એક બીજાની નિંદા કરવી, ધર્મના કારણે કલહ-કંકાશ વધારવા, ધર્મના કારણે તડા પાડી કુસંપ વધારવો, એ બધા અજ્ઞાનના ફળ છે. એમ કર્યાથી મૈત્રીભાવ તૂટે છે અને પરિણામે વૈર વિરોધ વધી પડી અશાંતિ ઉભી થાય છે. માટે જો ધર્મનો ખરેખરો ફેલાવો કરવો હોય તો કોઇના પણ પક્ષની અથવા સંસ્થાની નિંદા નહિ કરતાં તેમજ તકરારી અને ઝઘડાવાળી બાબતોના માટે વિવાદો કરવાનુ મુલત્વી રાખી સર્વ માન્ય સદ્‌ગુણોનો ઉપદેશ કરવો જોઇયે કે જેથી ધર્મની વૃદ્ધિ થાય અને વક્તા તથા શ્રોતાનું કલ્યાણ થાય.

હવે બીજો દુર્ગુણ જે મત્સર એટલે પારકા ગુણો અથવા પારકી સમૃદ્ધિ જોઈ અદેખાઇથી બળવું તેનો ત્યાગ કરી પ્રમોદ ગુણ એટલે આનંદી સ્વભાવ ધારણ કરવો જોઇયે કારણ કે જ્યાં સુધી આપણા મનમાં મત્સર, ઈર્ષ્યા, અદેખાઇ હશે ત્યાં સુધી આપણે ગુણાનુરાગી બની શકનાર નથી.

મત્સરી માણસની દૃષ્ટિ હમેશાં દોષગ્રાહક રહે છે, તેથી તે ગુણિ જનના પણ દોષ કાઢી તેની નિંદા કરતો રહે છે. અને પરનિંદા કરવી એ નીચમાં નીચ કામ છે. માટે મત્સર ટાળીને પ્રમોદ ગુણ ધારણ કરવો જોઇયે, જેથી ગુણાનુરાગ તથા કૃતજ્ઞપણુ નામના ગુણ પ્રાપ્ત થઈ શકે.

ત્રીજો દુર્ગુણ દ્વેષ કે જે ક્રૂરતાનું મૂળ છે તેનો ત્યાગ કરી કરૂણા ભાવના ભાવવી જોઇયે. જગત્‌માં કોઇને પણ

દુખી જોઈ તેનુ દુખ ટાળવાની ઇચ્છા કરવી તે કરૂણા કરૂણાભાવથીજ જગતમા દયા ધર્મનો ફેલાવ થયો છે અને થશે. જેને કરૂણા ન હોય, જેનુ ચિત્ત પારકા દુખ જોઈ ગળે નહિ પણ ઉલટુ રાજી થાય તે પુરૂષ શી રીતે જન કલ્યાણ કરી શકે.

જેના હૃદયમા કરૂણા રહે છે, તે શત્રુના ઉપર પણ દુખ પાડતો નથી. તેના કોમળ અત કરણમા એજ વિચાર સ્ફુરે છે કે હુ સર્વ જીવનુ કલ્યાણ કરૂ, આવા ઉદાર આશયથી તે સર્વનુ હિત કરે છે તેને આ પોતાનો અને આ પરાયો એવો દુરાગ્રહ હોતો નથી, તેથીજ ભગવાન મહાવીર સ્વામિએ પૂર્વના ત્રીજા ભવમા નીચેની ભાવના ભાવી હતી કે —

સવિ જીવ કરુ શાસન રસી, इसि भावदया मन उल्लसी''

માટે જ્યારે આવો ઉદારભાવ પ્રાપ્ત થાય છે, ત્યારે સ્વાર્થવૃત્તિ દૂર થાય છે, અને કેવળ જનકલ્યાણાર્થે યત્ન વધાવી તીર્થંકર ગોત્ર બધાય છે

હવે ચોથો દુર્ગુણ કહેવા કે જે કલહ કકાસનુજ મૂળ હોઈ કુગપની વૃદ્ધિ કરાવનાર છે તેનો ત્યાગ કરી ગમે તેવા દૂરકર્મી લોકો જેવા કે દેવગુરૂની નિંદા કરનાર અને પોતાની પ્રશંસા કરનાર નાસ્તિકજનો ઉપર પણ ગુસ્સે નહિ થતા તેમની નિંદા પ્રશંસાથી દૂર રહી પોતે માધ્યસ્થભાવ અર્થાત્ તટસ્થપણુ ધારણ કરવુ.

આ માધ્યસ્થ્યભાવ આવ્યા શિવાય આપણે આપણાથી વિરૂદ્ધ વિચાર ધરાવનાર જનોની સાથે પગલે પગલે અથડાઇને ક્લેશ કંકાસ વધારીયે તો તેમાં આપણા અને તેમના વચ્ચે કુસંપ વધીને ખાલી કર્મબંધ થાય છે.

આ રીતે ધર્માર્થિજનોએ શરૂઆતમાં મૈત્રી, પ્રમોદ, કરૂણા, અને માધ્યસ્થ એ નામની ચાર મહા ભાવનાઓથી પોતાનું હૃદય સ્વચ્છ રાખવું જોઇયે.

આ ચાર ભાવનાઓ પ્રાપ્ત કરવામાં આવે તો જગત્‌માં વૈર વિરોધ ક્લેશ કંકાસ અને અશાંતિનો નાશ થાય, અને શાંતિ સંપ અને સુખની વૃદ્ધિ થાય.

આ ચાર ભાવનાઓ જેમ જૈનમાં વર્ણવેલી છે તેમ બૌદ્ધમતમાં પણ તેના તેજ નામે પ્રસિદ્ધ છે તેમજ પતંજલિમુનિના યોગશાસ્ત્રમાં પણ તે માટે ઉલ્લેખ કર્યો છે, જેથી તે સર્વમાન્ય રહેલ છે. ત્યારે આવી સર્વ માન્ય વાર્ત્તા કરવી છોડી દઇને આજકાલ આપણા જૈનસંપ્રદાયમાં નજીવી બાબતોપર કાં લડાલડી અને વિવાદ ચલાવી ક્લેશ કંકાસ ઉભા કરવામાં આવે છે તે સમજી શકાતું નથી. શ્રીમાન્ હરિભદ્રસૂરિ લખે છે કે.

एस पओसो मोहो—विसेसओ जिणमयठियाणं

અર્થાત્ ધર્મના માટે કોઇપણ ધર્મવાળા સાથે અરસપરસ પ્રદ્વેષ રાખવો તે એક જાતનો મોહ-અજ્ઞાન છે તો પછી ખુદ જૈનધર્મવાળાઓમાં અરસપરસ શ્વેતાંબર દિગં-

બર સાથે દ્વેષ રાખે અને દિગંબર શ્વેતાંબર સાથે દ્વેષ રાખે અથવા એક ગચ્છવાળા બીજા ગચ્છવાળા સાથે દ્વેષ રાખે એ તો સવિશેષ મોહજ સિદ્ધ થાય છે.

માટે હે જૈનબાન્ધવો, તમે શ્વેતાંબર હોકે દિગંબર હો, મૂર્તિપૂજક હોકે મૂર્તિનિષેધક હો, ત્રણ થુઇવાળા હો કે ચાર થુઇવાળા હો, તપા હોકે ખરતર હો, આચળિયા હો કે પાયચંદિયા હો, તેરાપંથી હો કે વીસાપંથી હો, છતાં તમે બધા જૈન છો, ત્યારે શા માટે અરસપરસ તકરાર કરીને એક બીજામાં દ્વેષ-વૈર-કલહ-ઇર્ષ્યા-મત્સર-અદેખાઇ-અને કુસંપની વૃદ્ધિ કરોછો.

શું તમે અરસપરસ ભ્રાતૃભાવની લાગણી રાખી એક બીજાની નિંદા કરવાનું કામ છોડી દઇને એક બીજાનું માન જાળવી સંપાહસંપથી અરસપરસ શાંતિ જાળવો તો કંઇ નુકસાન આવે તેમ છે? તમારે એક બીજાને સમજ આપવી હોય તો ગુસ્સો બતાવીને કાં તકરારો કરોછો. મધુર વચનોથી એક બીજાને બોધિત કરો તેમ છતાં મતભેદ રહે તો રહેવા દો. જેને જે રૂચે તે તે કરે તેમાં ગુસ્સો થઇ ગાળો ભાંડવાનું શું કારણ છે? જૈનનું જૈનત્વ તકરારો વધારવામાં સમાયલું નથી, કિંતુ તકરારો દૂર કરી જગતમાં શાંતિ ફેલાવવામાંજ રહેલું છે એ વાતપર લક્ષ આપવું જોઇએ.

**હવે ભ્રમર ગુણાનુરાગિ પુરૂષની પ્રશંસા કરીને**

કેવી રીતે ગુણાનુરાગ ધારણ કરવો જોઇયે તેની સમજ આપે છે;—

(મૂળ ગાથા)

ते धन्ना ते पुन्ना-तेसु पणामो हविज्ज मह निच्चं,
जेसिं गुणानुराओ-अक्कित्तिमो होइ अणवरयं ॥ ३ ॥

અર્થઃ—તેઓ વખાણવા લાયક છે તેઓ પુણ્યશાળી છે અને તેઓના પ્રતે મારો હમેશ નમસ્કાર હો કે જેમને નિરંતર ખરેખરો ગુણાનુરાગ રહે છે. ૩

ભાવાર્થ,—

પરાયા ગુણો ઉપર પ્રમોદ રાખનાર માણસના આપણે જેટલા વખાણ કરીયે તેટલા થોડા છે અને જે પુણ્યશાળી હોય તેજ પરાયા ગુણો ઉપર પ્રમોદ ધારણ કરી શકે છે, બાકી પુણ્યહીન પુરૂષ તો પારકા ગુણ જોઇને મત્સરથીજ બળી મરે છે.

જેઓના હૃદયમાં ખરેખરો ગુણાનુરાગ પ્રાપ્ત થયો છે તેમને હું વારંવાર નમન કરૂં છું.

દરેક ગુણ જગત્માં બે રીતે ધારણ કરાય છે એક લોકોને બતાવવા ખાતર ફક્ત બાહેરથી અને બીજું પોતાનું ભલું કરવાખાતર આંતરંગિક પ્રેમથી. ત્યાં લોકોને બતાવવા ખાતર ફક્ત બાહેરથી જે ગુણ ધારણ કર્યો હોય તે નકલિયાત હોવાથી કુત્રિમ એટલે બનાવટી હોય છે, અને તેવી રીતે ધારણ કરેલા તે ગુણથી પરમાર્થે-આપણો કશો સુધારો

થતો નથી. પણ આપણો સુધારો તો જ્યારે આતરિક પ્રેમથી દરેક ગુણ સ્ફુરિત થાય ત્યારેજ થઈ શકે છે એની રીતે ગુણાનુરાગ નામનો ગુણ પણ જ્યારે આતરિક પ્રેમથી આપણા હૃદયમા સ્ફુરિત થઈ પ્રકાશ પામે ત્યારે તે અકૃત્રિમ અર્થાત્ ખરેખરો ગુણાનુરાગ જાણવો, અને તેનાથીજ આ પણને કામ છે.

આવો અકૃત્રિમ ગુણાનુરાગ પણ થોડો વખત હોય અને થોડો વખત નહિ પણ હોય તો તેમ પણ ચાલી શકે નહિ એ તો તે નિરતર આપણા મનમા સ્ફુરિત રહે ત્યારેજ આપણુ કલ્યાણ થઈ શકે

આવી રીતનો દૃઢ ગુણાનુરાગ પ્રાપ્ત થતા તેવો ગુણાનુરાગી પુરૂષ પરાયા ગુણની પ્રશસા કરતો થકો દરેક ચીજમાથી કઇને કઇ પણ સદ્ગુણજ ગ્રહણ કરે છે. તેની દૃષ્ટિ દોષ જેનાથી વેગળી રહે છે તે નરતામાથી પણ મારૂ શોધે છે. આના ગુણાનુરાગ માટે શ્રીકૃષ્ણ વાસુદેવનો ઉત્તમ દૃષ્ટાત જૈનમા સુપ્રસિદ્ધ છે કહે છે કે શ્રીકૃષ્ણ વાસુદેવ પોતાના મુખથી કોઈના પણ અવગુણ નહિ બોલતા દરેક પ્રસગે દરેક ચીજમાથી ગુણગ્રહણજ કરતા હતા અને તેથી સ્વર્ગમા ઇદ્રે તેમના તે ગુણની ભારે પ્રશસા કરી હતી

હવે એ વિચારવાનુ છે કે આના દૃઢ ગુણાનુરાગી પુરૂષમા મત્સર રહેતો નથી તેથી તે કોઈની નિદા નહિ કરે, તે કોઈના મમ નહિ બોલશે, તે કોઈની ચાડીચુગલી

નહિ કરશે, તે કોઇના સાથે કજીયો નહિ કરશે. આ રીતે તેની ભાષા મધુર અને લોકપ્રિય હોય છે, આવો પુરૂષ વિવાદ અને શુષ્કવાદથી દૂર રહી ધર્મવાદ કરતો રહે છે.

આ ત્રણે વાદનું ઇહાં ટુંકામાં સ્વરૂપ બતાવીયે છીયે.

બેજણ વાદિ પ્રતિવાદી થઇને એક બીજાને હરાવવાના ઇરાદાથી એક બીજાના છળ પકડી દૂષણો કાઢે, ગલીચ શબ્દોથી એક બીજાને નિંદે, એકમેકમાં અપ્રિય વિશેષણોથી સંબોધન કરી પોતાના પક્ષની સરસાઈ કરી સામાને હલકું પાડી તેનું માનભંગ કરે અને પરિણામે તેમાં કશો પણ ફાયદો કે તત્ત્વની શોધપર નહિ પહોચતાં કલેશની વૃદ્ધિ પેદા કરે તે વિવાદ જાણવો. ગુણાનુરાગી પુરૂષ આવા વિવાદથી દૂર રહે છે.

જે વાદ કરવાથી કશું ફળ પ્રાપ્ત થાય નહિ-પણ ખાલી ગળશોષ થાય. તેવા નજીવી બાબતોસરના વાદને શુષ્કવાદ જાણવો. આવા શુષ્કવાદથી પણ ગુણાનુરાગી પુરૂષ દૂર રહે છે,

ધર્મવાદ તે એ કે બન્નેજણા જિજ્ઞાસુ થઇ હેતપ્રીતથી ધર્મસંબંધી વિચાર કરે-જેવા કે ક્ષમા-માર્દવ-આર્જવ-મુક્તિ તપ-સંયમ-સત્ય-શૌચ-આકિંચન્ય-બ્રહ્મચર્ય-ઇત્યાદિ બાબતોપર તેની શુદ્ધિના માટેની ઉત્તમ દલીલો રજુ કરી દાખલા પુરાવાથી તે દલીલો એકબીજાના ગળે ઉતારી આખરે શાંતિસલાહથી એકમેકનો ઉપકાર માની યોગ્ય સાર.

ગ્રહણ કરે અને એક બીજામા વધુ મૈત્રીભાવ ધારણ કરે તેનુ નામ ધર્મનાદ. ગુણાનુરાગી પુરૂષ આવો ધર્મનાદ કરે છે.

ધર્મનાદ કરતા આ વાત લક્ષમા રાખવી કે તેમા કો કોઇની નિંદા ન હોવી જોઇયે, એટલુ જ નહિ પણ તેમા પોતાના પક્ષની પણ અતિ ખેચ ન હોવી જોઇયે.

ધર્મનાદમા સત્યતાના ભાગ ઉપરજ નજર રાખવી જોઇયે-અને ઉદારબુદ્ધિથી તેની તપાસ લેવી જોઇયે, અને જે પક્ષમા વધુ સત્યતા જણાય તે તરફ બહુમાન દર્શાવવુ જોઇયે. ઘણી વેળા એવુ પણ બને છે કે આપણે સ્વીકારેલી વાત અસત્ય સાબિત થાય છે, તે છતા આપણને હજુ તે સબધી જયા લગણ પકકો નિશ્ચય થતો નથી ત્યા સુધી તે વાત છોડી શકતા નથી, તોપણ સામા ધણીની સત્ય જણાતી વાત તરફ ધિક્કાર બતાવવાથી વેગળે રહેવુ જોઇયે.

ધર્મનાદ કરતા મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ્ય એ ચાર ભાવના ઝળવવી જોઇએ અને સામા વાદીનુ મન ન દુખવવુ જોઇયે.

ધર્મનાદમા કેવળ ગુણાનુરાગ એટલે ગુણો તરફ પક્ષ રાખવો જોઇયે તોજ તેથી સત્યતા સચવાય છે, તેથી તેમા મતની પક્ષાપતી ન હોવી જોઇયે.

ધર્મનાદમા કદાગ્રહ-દુરાગ્રહ-મતમમત-અહંકાર-તુચ્છકાર-આત્મશ્લાઘા-મર્મભેદિતા-દુર્મુણોદ્‌ભાવના-ઠઠા મશ્કરી-ઉપહાસ-છળ પ્રપચ-કપટ-કુટિલતા ઇત્યાદિ દુર્ગુણોથી દુર રહેવુ જોઇયે.

ધર્મવિવાદમાં વિવેક, ન્યાય અને સત્યનું પાલન થવું જોઇયે, ભૂલચુક થતાં ઉદાર ભાવથી ત્યાં ક્ષાંતિ બક્ષવી જોઇયે, અરસપરસ અનુગ્રહ બુદ્ધિ રહેવી જોઇયે.

આવો ધર્મવાદ લોકપ્રિય થઇને તેના સાંભળનારાઓમાં શાંતિભાવ ફેલાવે છે; તેમાં સત્ય શોધન થાય છે, તેનાથી ધર્મના માટે ઊંડી લાગણીઓ પ્રગટાવી શકાય છે.

માટે ગુણાનુરાગી જનોએ પોતાના દરેક ભાષણમાં દરેક વાક્યમાં માધુર્યતા વાપરીને શાંતિભાવની વૃદ્ધિ કરવી જોઇયે.



હવે ગ્રંથકાર ફરીને ગુણાનુરાગનો મહિમા વર્ણવે છે.

(મૂળ ગાથા)

किं बहुणा भणिएण–किंवा तविएण किंव दाणेण,
इक्क गुणाणुराय–सिक्खह सुक्खाण कुलभवण ॥ ४ ॥

અર્થ—બહુ ભણવાથી અથવા બહુ તપ કરવાથી અથવા બહુ દાન દેવાથી શું થનાર છે, એવા ગુણાનુરાગને શીખો કે જે સુખોનું (ખાસ) ઉત્પત્તિસ્થાન છે.

ભાવાર્થ.

ગુણાનુરાગ કર્યા વગર આપણે ગમે તેટલું શીખીયે તોપણ તેથી કંઈ સિદ્ધિ થતી નથી શિક્ષણનો હેતુ મનની સુધારણા કરવી એ છે, તે હેતુ જો પાર ન પડે તો પછી શિક્ષણ નકામું છે બીજી બાજુ મન સુધરી સ્વચ્છ થાય છે, તો પછી કદિ સામાન્ય શિક્ષણ મેળવી શકીયે તોપણ તેમાથી વધુ ફાયદો મેળવી શકાય છે બહુ ભણેલો છતા પણ જો એક માણસ જાતે દુર્ગુણી હોય બીજા ગુણવાનો તરફ ધિક્કાર બતાવતો રહે તો તેનું ભણતર નિરૂપયોગી થઈ પડે છે

માટે ગુણાનુરાગ ધારવાની ખાસ આવશ્યકતા છે જો ગુણાનુરાગ ધારણ કરીને શિક્ષણ લેવામા આવે તો તે જેમ જેમ વધુ શિક્ષણ લેવામા આવશે તેમ તેમ વધુ ફાયદો કરનાર નિવડે છે માટે "બહુ ભણવાનું શું કામ છે" એમ કહેવાનો એ હેતુ નથી કે બહુ ભણવું નહિ, કિંતુ ગુણા-

ણુરાગ શિવાય એકલું બહુ ભણતર કશા કામનું નથી એમ ઉદ્દેશ છે; માટે ગુણાનુરાગથી જ શિક્ષણની સાફલ્ય-તા થાય છે.

ગુણાનુરાગ શિવાય ભારે તપશ્ચરણ કર્યાથી પણ કંઈ સિદ્ધિ મળતી નથી. કારણ કે મનની મલિનતા ટાળ્યા શિવાય તપશ્ચરણનું ફળ મળી શકતું નથી. જે માટે કહે-વામાં આવે છે કે,

" क्रोधे क्रोड पूरवतणो, तप पामे नाश "

મતલબ કે ક્રોડો વર્ષ લગી તપ કર્યા છતાં પણ જો મુહુર્ત્ત માત્ર ક્રોધ કરવામાં આવે તો તે સઘળું રદ્દ બાતલ થાય છે. માટે ગુણાનુરાગ પૂર્વક જો થોડું પણ તપ કરવામાં આવે તો તે મોટું ફળ આપે છે. જે માટે કહેવાય છે કે,

" थोवंपि अणुट्ठाणं—आणपहाणं हणेइ पावभरं,
लहुओ रविकर पसरो—दहदिसितिमिरं पणासेइ " ॥ १ ॥

અર્થઃ—થોડું પણ અનુષ્ઠાન જો આજ્ઞા સહિત હોય તો ઘણા પાપને હણે છે, દાખલા તરીકે સૂરજના કિરણોનો નાનો જથ્થો પણ દશે દિશામાં અંધારાને નશાડે છે,

આ ગાથામાં આજ્ઞા સહિત અનુષ્ઠાન કરવાનું જણા-વ્યું છે તો કોઈ પૂછશે કે આજ્ઞા તે શી છે? એના ઉત્ત-રમાં નીચે મુજબ ખુલાસો છે,—

किं बहुणा, इह जहजह—रागदोसा लहू विलिज्जांति,
तह तह पयट्टियव्वं—एसा आणा जिणिंदाणं ॥ १ ॥

વધુ કહેવાનું શું છે, અહીં જેમ જેમ રાગદ્વેષ જલદી ઓછા પડે તેમ તેમ પ્રવર્તવું એ જિનેંદ્રની આજ્ઞા છે.

માટે ગુણાનુરાગ ધાર્યા વગર કદી રાગ દ્વેષ ઓછા પડતા નથી તેથી ગુણાનુરાગપૂર્વક જ તપ કરવાથી ફાયદો થાય છે, તે શિવાય એવું તપ નકામું છે.

એજ રીતે ગુણાનુરાગ શિવાય એકલા દાન દેવાથી પણ કાંઈ મહાન્ સિદ્ધિ થતી નથી, કારણ કે દાનના સાથે પણ શુદ્ધ મનની જરૂર છે.

આ રીતે એકલો ગુણાનુરાગ જ સર્વ સુખોનું કુલગૃહ છે. માટે જો તમે સુખને ચહાતા હો તો તે એકલાને જ ધારણ કરો એટલે બીજા ગુણો પોતાની મેળે ચાલી આવશે.

આટલું બધું ગુણાનુરાગનું મહત્ત્વ જણાવવાનો ઉદ્દેશ એ છે કે ભણવું, તપ કરવું, તથા દાન દેવું, એ સુકર છે પણ પરાયા ગુણો તરફ પ્રમોદ ધારણ કરી તેનું અનુમોદન કરવું એ દુષ્કર છે. કારણ કે તે કામમાં અભિમાન-અહંકારને દૂર કરવું પડે છે, અને અભિમાનને દૂર કરવું એ સાધારણ કામ નથી. અભિમાન દૂર થાય તો મન નરમ પડે છે અને તેમ થતાં વિનય, નમ્રતા, સરળતા, સંતોષ, કૃતજ્ઞતા, સત્ય વગેરે પુષ્કળ ગુણોની પ્રાપ્તિ થાય છે, જેના પ્રતાપે સઘળા સુખો પ્રાપ્ત કરી શકાય છે

માટે અભિમાનને દૂર કરી ગુણાનુરાગ ધારણ કરવાની ધર્માર્થિ જનને ખાસ જરૂર છે એના માટે જેટલો બોધ આપિયે તેટલો થોડો છે.

ગુણાનુરાગ શિવાય બધું નિષ્ફળ છે એમ આપણે વિવેચનમાં જણાવ્યુ તે જ વાત મૂળ ગ્રંથકાર કહી બતાવે છે.

( ૯ મૂળ ગાથા. )

जइवि चरसि तवविउलं-पढसि सुयं करिसि विविहकट्ठाइं,
न धरसि गुणाणुरायं—परेसु ता निप्फलं सयलं ॥ ९ ॥

અર્થ;—જો કે તું ભારે તપ કરે છે. શાસ્ત્ર ભણે છે અને અનેક કષ્ટ કરે છે, પણ બીજાના ગુણો તરફ અનુરાગ નથી ધરતો તો એ બધું નિષ્ફળ છે. ૫

ભાવાર્થ.

આ બાબત પાછલી ગાથાના ભાવાર્થમાં પુષ્કળ ચર્ચી છે. માટે ફરીને ઇહાં પિષ્ટપેષણ કરવાની કશી જરૂર નથી. માત્ર ઈહાં એટલું જ જાણવું જરૂરનું છે કે, અભિમાનના લીધે ગુણાનુરાગ ધારણ કરી શકાતો નથી, માટે તે અભિમાન સંબંધે ઈહાં થોડો ખુલાસો ચલાવીશું.

એક પ્રસિદ્ધ કહેવત ચાલે છે કે

दया धर्मको मूल है, पाप मूल अभिमान.

આ પ્રમાણે અભિમાન એ પાપનું મૂળ જ છે. અભિમાનથી જ કુસંપના બીજ રોપાય છે અને તે પરિણામે વેર વિરોધ વધારે છે. દરેક ધર્મમાં અભિમાનને સખ્તમાં સખ્ત શબ્દોથી વખોડેલ છે, છતાં જગત્માં તેનું એટલું બધું જોર વર્ત્તી રહ્યું છે કે ધર્મ કરવામાં પણ અભિમાન આવીને વચ્ચે ઊભો રહેતો દેખાય છે. સારા ભણેલા ગણેલાને પણ પો-

તાનો પક્ષ સ્થાપન કરવામાં એ અભિમાન આવીને નડે છે અને તેને ખુલ્લી રીતે દુરાગ્રહ કરાવે છે.

અભિમાનથી જ દુરાગ્રહ ઉપર ચડીને સત્ય વાતો ઉપર પગલા દઈને તેમને દાબી રાખવાના પ્રયત્નો થતા આ પણ પ્રત્યક્ષ જોઈયે છીયે અભિમાનના આવેશમાં સત્યની વાત સાભળતા કાન આડો હાથ દેવાય છે. અભિમાનથી કરવા લાયક કાર્યો તરફ બેદરકાર રહી ખાલી ખરચો કરાવાય છે. અભિમાનથી એક બીજાની નાતે રીતો ઉભી કરી કોઈ ચડી ધર્મના બખેડા થતા આપણે જોઈયે છીયે.

અભિમાનના આવેશે લોકો ધર્માંધ બનીને ખરૂ ખોટુ નહિ પારખતા અરસપરસ નિનાકારણ લડી મરે છે.

અભિમાનના હેતુથી જ લોકોમા દૃષ્ટિરાગ બધાય છે દૃષ્ટિરાગ બધાતા તેને એવી પ્રતીત થાય છે કે હુ માનુ છુ તે જ સાચુ છે. આ રીતે દૃષ્ટિરાગ બધાયો કે પછી તે બીજા બધાને તોડી પાડવા મથે છે. તે દૃષ્ટિરાગમા ચકચુર થવાથી વિવેક દૃષ્ટિથી ભ્રષ્ટ થાય છે એવો દૃષ્ટિ રાગાંધ પુરૂષ અસત્ય પક્ષને પણ એટલુ બધુ ખેચે છે કે તે પોતાની વાત સિદ્ધ કરવા માટે ખોટી યુક્તિઓ ઉભી કરવાથી પણ પાછો હઠતો નથી, તે કલ્પિત પુરાવા ઉભા કરવાથી ડરતો નથી, કલ્પિત શાસ્ત્રો રચવાને પણ તૈયાર થાય છે, અને આવી રીતે મનમાનિ અસત્ય પરાણે થઈ અસત્ય વાતોને સાચી કરી મનાવે છે

આ રીતે અભિમાનના કારણે દૃષ્ટિ રાગમાં તણાતા તેને

ગમે તેટલું સત્ય સમજાવવામાં આવે છતાં તે તેને ઉશેડવા જ મથે છે. આ વાત અનુભવ સિદ્ધ છે, જે માટે શ્રી હેમાચાર્યે વીતરાગ સ્તોત્રમાં લખ્યું છે કે;—

कामराग स्नेहरागा—वीषत्करनिवारणौ
दृष्टिरागस्तु पापीयान्—दुरुच्छेदः सतामपि.

અર્થઃ—કામ રાગ એટલે કામના લીધે સ્ત્રીતરફ લાગેલ પ્રેમ, તથા સ્નેહરાગ એટલે પુત્રો તરફ સ્નેહના લીધે માબાપોના મનમાં રહેલો રાગ એ બે રાગ ટાળવા હોય તો ઝટ દઇ ટાળી શકાય છે. પણ દૃષ્ટિ રાગ એટલે મત તરફ બંધાયલો દુરાગ્રહ એટલો ખરાબ હોય છે કે ભળભળા દેખાતા સજ્જન વિદ્વાનો પણ તેને બહુજ મુશ્કેલીએ દૂર કરી શકે છે.

દૃષ્ટિરાગના જોરથી જ નજીવી વાતોપર તકરારો ઊભી કરીને એક બીજાની લાગણી દુઃખવવામાં આવે છે.

દૃષ્ટિરાગમાં જ મત્સર ઈર્ષ્યા વગેરે દુર્ગુણોને પોષણ મળે છે અને તેઓ તેની છાયામાં જોરથી વધે છે, જેના પરિણામે મૈત્રી—પ્રમોદ—કરૂણા—અને માધ્યસ્થ્યનો લોપ થાય છે, અને તેમ થતાં કુસંપ અને કંકાસ પથરાય છે, અને તેવી માથા ફોડમાં ધર્મના ખરા મુદ્દા ભૂલી જવામાં આવે છે, જેથી લોકો આડે રસ્તે ચડીને નીતિ ભ્રષ્ટ થાય છે અને એ રીતે નીતિહીન પણું પ્રાપ્ત થતાં ધર્મનું કેવળ ડાલ રહે છે, બાકી અંદરમાં કશું સત્ત્વ રહેતું નથી.

આ રીતે દૃષ્ટિરાગના ફળ છે તે સાભળી કોઈ કહેશે કે બીજા ધર્મવાળાને દૃષ્ટિરાગ હોય પણ જૈન ધર્મને શાનો દૃષ્ટિરાગ હોય તો ત્યા તેણે એમ જાણવું જોઈયે કે ભાવ જૈન હોય તેને દૃષ્ટિરાગ નથી હોતો પણ જે દ્રવ્ય જૈન છે, જેનામા હદપાર હઠમમત છે, જેઓ પોતાનો જ કક્કો ખરો કરાવવા માગે છે, જેઓ બીજા તરફ મત્સર અને દ્વેષ રાખે છે, તેવા જૈનોને દૃષ્ટિરાગાધ નહિ તો બીજા શુ ગણવા.

હવે ગ્રથકાર મત્સરના ફળ વર્ણવે છે —

મૂળ ગાથા.

सोऊण गुणुकरिसं–अन्नस्स करेसि मच्छर जइवि,
ता नूण ससारे-पराहव सहसि सव्वत्थ ॥ ६ ॥

અર્થ —બીજાના ગુણોની પ્રશંસા સાભળીને જો તુ મત્સર કરે છે, તો તુ નક્કીપણે આ સસારમા સઘળા સ્થળે પરાભવ પામીશ. ૬

ભાવાર્થ

'જેવુ વાવીયે તેવુ લણીયે,' ત્યારે જે પારકી પ્રશસા સાભળી બળી મરે છે તેની બીજા લોકો પણ શા ઠિ પ્રશસા કરે આ રીતે મત્સરી માણસ જેમ જેમ પોતાની પ્રશસા સાભળવા ચાહે છે તેમ તેમ તેની પ્રશસા બધ પડતી જાય છે અને સર્વ સ્થળે તે હડધૂત થાય છે

મત્સરી માણસ સર્વ કોઈનો નિદક હોવાથી સર્વ કોઈને અપ્રિય થઈ પડે છે, એથી કરીને તે જ્યા જાય છે ત્યા અપમાન પામે છે આનો આ ભવની વાત કહી, પણ

ભવાંતરમાં તેના ઘણા ભૂંડા હાલ થાય છે. માટે પારકા ગુણોની પ્રશંસા સાંભળીને મત્સર નહિ લાવતાં પ્રમોદભાવ ધારણ કરી આનંદિત બનવું જોઇયે.

મત્સર ધરવો એ ભવાભિનંદિ જનનું લક્ષણ છે. ભવાભિનંદિ માણસના હૃદયમાં વૈરાગ્યનો છાંટો પણ નથી હોતો, તેવો માણસ કેવળ સ્વાર્થી અને દગલબાજ હોય છે, તેની મનોવૃત્તિ દુષ્ટ અને નીચ હોય છે, તેના હૃદયમાં પાપ કરતાં કશો ડર નથી હોતો, અને તે બાહેરથી ગમે તેટલો નીતિનો દમામ બતાવતો રહે છે, તોપણ તે છાનાપણે મહા અનીતિમાન્ હોય છે.

ભવાભિનંદિના લક્ષણો આ પ્રમાણે છે—

क्षुद्रो लोभरति र्दीनो मत्सरी भयवान् शठः
अज्ञो भवाभिनंदी स्या न्निष्फलारंभसंगतः

જે માણસ ક્ષુદ્ર (નીચ–નિંદાખોર) હોય, લોભાંધ હોય નાહિમ્મત હોય, મત્સરી હોય, બીકણ હોય, કપટી હોય, મૂર્ખ હોય, અને વિનાકારણ પાપપરાયણ હોય તે ભવાભિનંદી જાણવો.

હવે આજકાલની પ્રજામાં આપણે નજર કરીશું તો આ દુર્ગુણો એટલા બધા પૂર જોસમાં પ્રકાશતા દેખાશે કે તેઓમાં ખરા ધર્મના માટે ઉત્સાહ શી રીતે દાખલ કરવો તે મહામુશ્કેલ જણાશે. આ એક આપણી પડતીની નિશાની છે. એનો ઉપાય એજ છે કે આપણે અંદર અંદરની ફોલતુ તકરારો કોરાણે મેલી જૈન પ્રજાને નીતિચુસ્ત કરવા

મથન કરવું પડે છે દાખલા તરીકે કોઇ ચોથની પર્યુષણા કરે અને કોઇ પાંચમની પર્યુષણા કરે તો તે બાબતપર તકરાર કરવી મૂલતવી રાખી આપણા ધર્મગુરૂઓએ હાલ લોકોમાં જડ ઘાલી બેઠેલા ઉપર જણાવેલા ભવાભિનંદિપણાના દોષો દૂર કરવા માટે ઉપદેશ અને વ્યાખ્યાનો આપવાની જરૂર છે. કારણ કે જૈનધર્મની ઉન્નતિનો આધાર તે ધર્મને પાલન કરનાર પ્રજાની નીતિ સુધરવા ઉપર રહેલ છે જ્યાં સુધી જૈન પ્રજામાં નીતિભ્રષ્ટપણું કાયમ છે ત્યાં સુધી ધર્મની ઉન્નતિ થનાર નથી, માટે જૈનપ્રજાની ચડતી કરવી હોય તો નીતિની તેનામાં સજ્જડ સ્થાપના કરવાની આવશ્યકતા છે

હાલ દરેક સ્થળે જૈનશાળાઓ ઉઘડે છે, પણ તેમાં નીતિના શિક્ષણ કરતાં સામાયિક પડિક્કમણાના અર્થ વગરના સૂત્ર પાઠ મોઢે ગડગડાવી કેળવણીનું જોર વધુ દેખાય છે, પણ જૈનના અગ્રેસર જનોએ વિચાર કરવો ઘટે છે કે નીતિની મજબુતી થયા વગર ફક્ત સામાયિક પડિક્કમણાથી કંઈ જૈન પ્રજાની ઉન્નતિ થનાર નથી. કારણ કે આજ પ્રથમાની પાંચમી ગાથામાં જણાવવામાં આવ્યું છે કે ગુણાનુરાગ થયા સિવાય તપ શ્રુત તથા વિવિધ કષ્ટ ક્રિયા બની નિષ્ફળ થઈ પડે છે માટે આ ઉપદેશથી ચેતીને આપણે આપણી પ્રજાની ઉન્નતિ કેમ થાય તે બાબત વિચાર ચલાવવો ઘટે છે

જ્યારે જૈન પ્રજાનો મોટો ભાગ માતૃપિતૃભક્ત, સત્યવાદી, પ્રમાણિક, સુશીલ અને ઉદ્યોગી થઈ નીતિમાન

થાય ત્યારે જ જૈનની ઉન્નતિ થઈ ગણાય. તેના માટે મારા ધારવા મુજબ એ ઉપાય છે કે તમામ જૈન પ્રજાના બાળકોને માટે એક મહાન્ નીતિ શિક્ષણશાળા ઉઘાડવી જોઈયે, જેમાં નીતિ સંબંધી ઉત્તમ શિક્ષણ અને ઉત્તેજન ,મળે તો જૈન પ્રજાની સત્વર ઉન્નતિ થાય.

હવે પ્રસંગાંતરની વાત નહિ લંબાવતાં મૂળ વાતપર આવીયે. ચાલુ ગાથામાં મત્સરનું ફલ બતાવ્યું. હવે મત્સરના લીધે કરવામાં આવતી નિંદાનું ફળ કહે છે:—

મૂળ ગાથા.

गुणवंताण नराणं–ईसाभरतिमिरपूरिओ भणसि,
जइ कहवि दोसलेसं–ता भमसि भवे अपारंमि ॥ ७ ॥

અર્થ:—ગુણવંત પુરૂષોના તું ઇર્ષ્યાના જોરરૂપ અંધારાથી આંધળો બનીને જો કોઇ પણ રીતે લેશ માત્ર દોષ કહાડીશ, તો પણ અપાર સંસારમાં ભમીશ. ૭

ભાવાર્થ.

મત્સર એટલે પરાયા ગુણની પ્રશંસા સાંભળી તે સહન નહિ કરતાં હૃદયમાં બળવું. મત્સરના જોરથી ઇર્ષ્યા–અદેખાઇ ઉત્પન્ન થાય છે, અને ઇર્ષ્યાના જોરથી ગુણવંત પુરૂષોના પણ છિદ્રો જોઇ તેમના ઉપર દોષારોપ કરવામાં આવે છે, અને એ રીતે ગુણવંતોની નિંદા કરવામાં આવે છે. આ રીતે આ દુર્ગુણોમાં તણાઇને અભ્યાખ્યાન નામના પાપસ્થાનમાં ફસી પડાય છે. એથી કરીને તેવી નિંદાથી ગાઢ કર્મ બંધ થતાં અપાર સંસાર વધી પડે છે.

માટે મત્સર, ઈર્ષ્યા તથા નિંદાથી દૂર રહી ગુણવંત પુરૂષોના ગુણોની પ્રશંસા સાભળી આપણે રાજી થવુ જોઇએ અને તેમના ગુણોને અનુમોદીને આપણા અંત:કરણને ગુણાનુરાગથી રંગિત કરવુ જોઇયે. ૭

આ વાતને નિગતનાર જમાનાના ખાતર એક દાખલો લઇયે. ધારો કે આપણા રાજકર્ત્તા ઇંગ્રેજ લોકો ઉદ્યમી, સાહસિક, ધૈર્યવાન્, બળવાન્, બુદ્ધિમાન્, અને પરાક્રમવાન્ હોવાથી તેમની પ્રશંસા થાય છે હવે જો આપણા મનમા મત્સરનુ જોર હોય તો તરત ઇર્ષ્યા ઉત્પન્ન થાય છે કે અરે આ માંસાહારી લોકના એટલાબધા વખાણ તે શાના કરવામા આવે છે? શુ આપણે એનાથી ઉત્તમ નથી કે? આમ ઇર્ષ્યા ઉત્પન્ન થતા તરત તેમના દોષો જોવા તરફ આપણી દ્રષ્ટિ પહોચે છે જેના પરીણામે આપણે તેમના ખરા ખોટા અનેક દોષો શોધીને તેમની નિંદા કરવા લાગીશુ કે છટ! છટ! દીઠા ઇંગ્રેજ લોક! એ તો કેવળ સ્વાર્થી છે! અરે એમણે તો દગાથીજ આપણો મુલક લીધો છે! એ પાપિ ટોના વખાણ તે શાના કરવા! એ તો આપણા દુશ્મનો છે! વળી એ તો માંસખાઉ અને મદિરાપાની છે! એ લોક તો મહા કપટી છે! એ તો મીઠુ મીઠુ બોલીને આપણુ તમામ દ્રવ્ય હરણ કરવા ઇચ્છે છે! આ રીતે એક ગુણવાન્ પ્રજાની નિંદા કરી આપણે આપણી અયોગ્યતા સિદ્ધ કરીયે છીયે. પરંતુ જો આપણામા ગુણાનુરાગ હોય તો આપણે તેમના ખરા ગુણોની પ્રશંસા સાભળી ખુશી થશુ અને કહીશુ હા એ લોકના ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બળ, બુદ્ધિ અને પ ।

ક્રમ ખરેખરા અદ્ભુત છે અને એ ગુણોના જોરથી જ તે-ઓનુ ભાગ્ય પ્રકાશ્યું છે. માટે એમની સંગત કરી આપણે પણ તેવા ગુણવાન થવુ જોઇયે, માટે આપણા યુવાનોએ એવા સદ્ગુણી લોકોના મુલકમાં જ ઇ ત્યાં તેમના સહવા-સથી તેમના ઉત્તમ ગુણો ગ્રહણ કરવા જોઇયે. આ રીતે ગુણાનુરાગી પુરૂષ બોલી ઉઠશે.

આ રીતે પરાયા ધર્મમાં કોઈ સદ્ગુણી પુરૂષ હોય અને તેની પ્રશસા થતી હોય તો આપણે તેના ઉપર મત્સર ન લાવતાં ગુણાનુરાગ બતાવી આપવો જોઇયે. દાખલા તરીકે હિંદુ ધર્મમાં પ્રખ્યાતિ પામેલા યોગાચાર્ય મહર્ષિ પતજલિ નાં બહુ વખાણ થાય છે, તે સાંભળી આપણે તેના દોષો તરફ દૃષ્ટિ નહિ દેતાં તેના યોગ્ય ગુણો માટે તેનું યોગ્ય વ-ખાણ કરીયે તો તેમાં કંઇ વાંધા જેવું નથી. કારણ કે એવા સદ્ગુણી પુરૂષોને જૈનમાં માર્ગાનુસારિ ગણેલા છે, અને મા ર્ગાનુસારિ જનના ગુણો અનુમોદવા માટે શ્રીમાન્ યશોવિ-જયજી મહારાજે ધર્મ પરીક્ષા નામના ગ્રથમાં સ્પષ્ટ વિવેચન કરેલું છે. એ બાબત જેમને શંકા રહે તેમણે તે ગ્રંથનો તે-મણે જ કરેલો ગુજરાતી ભાષામાં સાર છે તે જોઇ લેવો. વળી તેમણે પોતેજ પતંજલિ માટે નીચે મુજબ ઉત્તમ પ્ર-કારનું વિશેષણ વાપરેલ છે.

यदाह भगवान् पतंजलिः

અર્થઃ—જે માટે ભગવાન્ પતંજલિ આ પ્રમાણે બોલ્યા છે, આ રીતે પતંજલિને ભગવાન્ એવું વિશેષણ આપીને

જૈન ગ્રંથકારોએ તેમના તરફ પોતાનો સ્પષ્ટ રીતે ગુણાનુરાગ જાહેર કર્યો છે, અને પરધર્મ તરફ કેવી ઉદાર બુદ્ધિ રાખવી જોઇયે તે બતાવી આપ્યું છે.

આ રીતે પરધર્મિ ગુણિજનોના માટે પણ ગુણાનુરાગ ધારણ કરવાનું ઘટિત છે, તો પછી સ્વધર્મિ ગુણિજનો કે જે કદાચ જુદા જુદા સંપ્રદાયોમા અને જુદા જુદા ગચ્છોમા રહ્યા હોય તેમના તરફ શામાટે ગુણાનુરાગ ધરવા અંટકવું જોઇયે.

દાખલા તરીકે ખરતર ગચ્છમા શ્રી જિનવલ્લભસૂરિ ઉત્તમવૈરાગ્યવાન અને ઉત્તમ વિદ્વાન્ થઇ ગયા છે તેમને તપ ગચ્છના આચાર્યોએ પ્રભાવક તરીકે ગણીને તેમના વખાણ કર્યા છે.

આવું સ્પષ્ટ રીતે ઉત્તમ ધોરણ વિદ્યમાન છતા કેટલાક સાંકડા વિચારના જૈન બાંધવોને સ્વપક્ષના તીવ્ર આવેશના જોરે ઊપરની વાત ભારે પડતી જણાય તો તેમને હું નમ્રપણે વીનવું છું કે આ બાબત ગોલમી અને મતરમી સદીમા ખુબ ચર્ચાયેલ છે કે જે વખતે આપણા જૈનમા ધર્મસાગર નામના ઉપાધ્યાયે દરેક ગચ્છવાળા તરફ હલકા શબ્દો વાપરીને ભારે કલેશ ખડો કર્યો હતો તેના આખની નિર્ણયમા શ્રી ભાનવિજય ઉપાધ્યાયે પરૂવિશજલ્પ નામનો ગ્રંથ લખીને ધર્મસાગરની આકડી પાંખિ મિને જૈનશૈલીથી તદન ઉતરી સાબિત કરી છે, એટલે તે

ગ્રંથ જોઇ ખાતરી કરી લેવી, તેમ છતાં પણ પરાયા ગુણ ગાવાની વાત નાપસંદ હોય તો તેમણે તે માટે મૌન ધરી રહેવું, પણ પરાઈ નિંદા કરીને વૈર વિરોધને ઉત્તેજન આપવું એતો તદ્દન અઘટિત છે.

હવે ગ્રંથકાર એવું બતાવે છે કે આ ભવમાં આપણે જેવો અભ્યાસ પાડીયે તે પ્રમાણે પરલોકમાં આપણને તેનો બદલો મળે છે:—

( મૂળ ગાથા )

जं अब्भसेइ जीवो–गुणं च दोपं च इत्थ जम्मंमि,
तं परलोए पावइ अब्भासेणं पुणो तेणं ८

અર્થ:—જીવ આ જન્મમાં ગુણ અથવા દોષમાંથી જેનો અભ્યાસ પાડે તે અભ્યાસે કરીને ફરી પરલોકમાં તેને જ પામે છે. ૮

ભાવાર્થ.

દરેક વાતને વારંવાર યાદ કર્યાથી તે આપણા અંતરંગમાં ઠસે છે, એનું નામ અભ્યાસ છે. અભ્યાસથી સ્થિર સસ્કાર થાય છે, અને સંસ્કારના પ્રમાણે તે વસ્તુની પુન પ્રાપ્તિ થાય છે. આ સામાન્ય નિયમથી આપણે વિચાર કરશું તો માલમ પડશે કે આ ભવમાં આપણે જો હમેશા ગુણ સંબધી વિચારોને જ આપણા હૃદયમાં સ્થાપિત કરીયે તો ભવાંતરમાં પૂર્વ સંસ્કાર પ્રમાણે આપણનું હૃદય ફરીને ગુણો તરફ જ ખેંચાશે કે જેથી આપણને તે તે ગુ-

ગુની પ્રાપ્તિ થશે. પરંતુ જો આપણે ઈહાં દોષ સંબંધી વિચારો જ મનમાં ઠમાવતા રહીશે તો પછી ભવાંતરમાં આપણને દોષની જ પ્રાપ્તિ થશે

માટે આ ઉપરથી આપણે ઇહાં બહુ સાવધાન રહેવાની જરૂર છે અહીં લગારેક ભૂલ કર્યાથી ભવાંતરમાં તેથી કેટલો ગેરલાભ થાય છે તે આપણે ખૂબ યાદ રાખવું જોઇયે, અને હમેશાં સારી બાબતોનો જ અભ્યાસ પાડવો જોઇયે પરની નિંદા કરવી એ પરાયા દુર્ગણોની સાથે ગોબર કર્યા બરોબર છે પરનિંદા કર્યાથી પરને નુકશાન તો થવાનો હોય તો જ થાય છે, પણ આપણને તો ચોક્કસ રીતે નુકશાન પહોંચે છે, એ વાત ખૂબ લક્ષમાં રાખવી

ખુ. આ ભવમાં પણ જેવો અભ્યાસ પાડીયે તેનું આપણું વલણ થઇને તે પ્રમાણ ગાગપણ અથવા નરમાપણું પ્રાપ્ત થાય છે. કહેવત પણ છે કે—

" जैसा आहार तैसा उद्गार "

તેથી જો આપણે પરાયા દોષો મનમાં તાકી તાકીને તેમની નિંદા કરીએ તો તે દોષો હળવે હળવે આપણા પોતાના અંતઃકરણમાં પોતાનો વાસો કરે છે, અને આપણે પરિણામે તે દોષોના પાત્ર થઇયેછીયે પૂર્વે કહેવામાં આવ્યું છે કે મનુષ્યના ગુણદોષ સંસર્ગાધીન છે, તેથી સત્સંગથી તે સુધરે છે અને કુસંગથી બિગડે છે હવે સત્સંગના માટે કંઇક થોડું વિવેચન આપીશું

## સત્સંગ.

સત્ એટલે સારાનો સંગ એટલે પરિચય-એ શબ્દાર્થ-માં ઘણો ભાવાર્થ રહેલ છે. સારા માણસો, સારા ગ્રંથો સારા ભાષણો, સારા મેળાવડા, સારી મંડળીઓ, સારી નિશાળો, સારા ક્ષેત્રો, સારા વિચારો, સારા નમુના, સારા દૃષ્ટાંતો, સારા ગુણો અને સારી વસ્તુઓ વગેરે તમામ સારી વસ્તુઓને સત્ પદથી લક્ષિત કરી શકાય, તેનો સંગ એટલે સોબત, પરિચય, પ્રસંગ, અભ્યાસ, મનન, અવલોકન, નિવાસ, વગેરે અનેક રીતે સંબંધ તે સત્સંગ. આ રીતે અનેક પ્રકારે સત્સંગનું સેવન કરી શકાય છે.

શાસ્ત્રમાં આર્યક્ષેત્રના જન્મને વખાણ્યું છે તે એટલાજ માટે કે તેમાં જન્મ થતાં આર્ય જનોના સંગનો વધુ લાભ મળે છે. એજ રીતે આર્ય કુળ તથા આર્ય જાતિના જન્મ માટે પણ સમજવું.

સત્સંગનો મહિમા અવર્ણનીય છે. જે બાળકના મા બાપ સદ્દગુણી હોય છે, તેમના સદ્દગુણની છાપ તે બાળકના હૃદયપર પ્રકાશિત થાય છે, માટે જો આપણે આપણા બાળકોને સદ્દગુણી બનાવવા હોય તો પહેલાં આપણે જ સદ્દગુણી બનવું જોઇયે. બાદ આપણા બાળકોને બોધ આપતાં સારા દૃષ્ટાંતોથી જ વધુ સમજ આપવી જોઇયે.

શિક્ષકોને પણ સદ્દગુણી રહેવાની તેટલીજ જરૂર છે, કારણ કે તેઓના ગુણોની છાપ તેમના શિષ્યોમાં પડે છે.

એ સાથે બાળકોના હાથમા સારા પુસ્તકો જ રખાવના જોઇયે બાળકો એક બીજાના દુર્ગુણો શોધે તે નાપસદ બનાવ છે, તેથી તેવે પ્રસગે તેમને તેમ કરતા વારીને સદ્ ગુણોના તરફ જ તેમનુ લક્ષ્ય રખાવવુ જોઇયે.

રાત અને દિનસ બાળકોનુ મન સદ્ગુણો તરફ જો ડાયુ રહે તેવો યત્ન કરનો જોઇયે, સદ્ ગુણી બાળકાને ઉત્તે જન આપી ઉમગી રાખવા જોઇયે.

બાળકોમા નિદા કરવાની કુટેવને મૂળથી અટકાવવી જોઇયે. તેમને ધર્મ સબધી તકરારી સવાલોના બદલે ધર્મના ખરા મૂળ સિદ્ધાતો જ શીખાડવા જોઇયે તેઓ એક બી જાને મધુર સબોધનોથી બોલાવે અને મધુર વાણી બોલે તેવો અભ્યાસ પડાવવો જોઇયે.

નીતિમય શિક્ષણથી બાળકોના મનપર ધીમે ધીમે છાપ પાડી તેઓને સદ્ગુણી બનાવ્યા હોય તો ભવિષ્યમા તેઓ સદ્ગુણી નિવડી સુખી જીદગી ભોગવે

આ રીતે સત્સગના પ્રતાપે મહાલાભ પ્રાપ્ત કરી શકાય છે.

હવે ગ્રથકાર એવુ જણાવે છે કે જે પુરૂષ પારકા દોષ બોલે તે પોતે ગુણી હોય તોપણ પોતાને નિર્ગુણી સાબિત કરે છે,—

મૂળ ગાથા.

जो जपइ परदोसे—गुणमयभरिओ वि मच्छरभरेण,
सो विउसाण मसारो—पलालपुज व्व पडिभाइ ॥ ९ ॥

અર્થઃ—જે પુરૂષ પોતે સેંકડો ગુણોથી ભરેલો છતાં પણ મત્સરના આવેશથી પરાયા દોષ બોલે તો તે વિદ્વાન જનોમાં પળાળના પૂળા માફક કમ વગરનો જણાય છે. ૯

ભાવાર્થ.

મત્સર એ એક એવો દુર્ગુણ છે કે તે સેકડો ગુણો ઉપર પાણી ફેરવે છે. મત્સરી માણસ આખા જગત્‌ને પોતાનો દ્વેષી બનાવે છે, તેથી તેના બીજા ગુણોની કોઈ પ્રશંસા કરતો નથી.

સમજુ માણસો પણ મત્સરી માણસના બીજા ગુણોને ગણત્રીમાં લઈ શકતા નથી, કારણ કે મત્સરના કારણથી તે ગુણો ગુણરૂપે પ્રકાશ આપી શકતા નથી.

દાખલા તરીકે મત્સરી માણસ સાચી વાત કરતો હોય તો પણ તેનામાં મત્સરિપણાનો આભાસ થતો હોવાથી તે તરફ કોઈ લક્ષ આપતો નથી.

એ જ રીતે મત્સરી માણસની વિદ્યા, મત્સરી માણસની સમૃદ્ધિ વગેરે તમામ બાબતો લોકમાં અપ્રીતિકારક થઈ પડે છે.

માટે ધર્માર્થિ પુરૂષોએ કદાપિ મત્સર ધરીને પારકા દોષો બોલવા નહિ. એમ કરવાથી જ તેઓના ગુણો જગત્‌માં પ્રકાશિત થાય છે.

સૂક્ષ્મ રીતે વિચારતાં માલમ પડશે કે મત્સરી માણસમાં જે ગુણો દેખાશે તે માત્ર બહારના આડંબરોજ હશે. અંતરંગમાં તે માણસ નિર્ગુણી જ હશે. કારણ કે મત્સર

ધરવુ એ ક્ષુદ્રપણાનુ લક્ષણ છે, અને જેનામા ક્ષુદ્રપણુ હોય તે પુરુષ નીચ મનોવૃત્તિવાળો હોય છે આવો માણસ ધર્મરત્નની પ્રાપ્તિ થવાને અયોગ્ય ગણાય છે, તો પછી તેમા ગુણોનો વાસ ક્યાથી રહે.

ધર્મ રત્નની યોગ્યતા માટે નીચેના એકવીશ ગુણોની જરૂર રહે છે.

૧ અક્ષુદ્રપણુ અર્થાત્ ગભીર બુદ્ધિ કે જેના યોગે માણસ ધર્મના ખરા સ્વરૂપને ઓળખી મત્સર, ઇર્ષ્યા, અહકારથી દૂર રહી શકે.

૨ રૂપવાનપણુ અર્થાત્ મનોહર આકૃતિ કે જેના યોગે તે લોકોમા ધર્મની સારી છાપ પાડી શકે છે

૩ પ્રકૃતિ સૌમ્યપણુ અર્થાત્ ઘરો સ્વભાવ કે જેના યોગે તે ગરમ મિજાજ નહિ રાખતા શાત રહી સામાના મનને આનદિત કરી શકે

૪ લોકપ્રિયપણુ અર્થાત્ જે ભુડા કાનો લોકોને અપ્રિય હોય તેવા કામોથી દૂર રહી લોકોની પ્રીતિના પાત્ર થઈ શકવાપણુ.

૫ અક્રૂરપણુ અર્થાત્ વૈર ભાવથી રહિતપણુ કે જેના યોગે અપરાધિ ઉપર ક્ષમા રાખી શકાય.

૬ ભીરૂપણુ અર્થાત્ પાપથી ડરવા રહેવાપણુ કે જેના યોગે પાપના કામોથી દૂર રહી શકાય

૭ અશઠપણુ અર્થાત્ નિષ્કપટીપણુ કે જેના યોગે ઉત્તમ સરળ સ્વભાવ ધારણ કરી શકે.

૮ સુદાક્ષિણ્યપણું અર્થાત્ પરને તુચ્છકાર નહિ કરવાનો સ્વભાવ કે જેના યોગે પરાઈ પ્રાર્થનાનો ભંગ નહિ કરતાં તેનું કામ પાર ઉતારી શકાય,

૯ લજ્જાળુપણું એટલે શરમાળ ગુણ કે જેના યોગે લીધેલી પ્રતિજ્ઞા પાળન કરી શકાય.

૧૦ દયાલુપણું એટલે કરૂણા ગુણ કે જેના યોગે પરાયા દુઃખો જોઇ કરૂણા ભાવ ઉત્પન્ન થાય.

૧૧ મધ્યસ્થ હોઇને સૌમ્ય દૃષ્ટિપણું અર્થાત્ રાગ દ્વેષ રહિત થઇને શાંત નજર રાખવાપણુ કે જેના યોગે દોષગ્રાહી નહિ થવાય.

૧૨ ગુણરાગિપણું અર્થાત્ ગુણાનુરાગ કે જેના યોગે પરાયા ગુણો જોઇ પ્રમોદ પામી શકાય,

૧૩ સત્કથપણું અર્થાત્ સારી કથા પર પ્રીતિ કે જેના યોગે પરાઇ નિંદાથી વેગળે રહેવાય.

૧૪ સુપક્ષપણું અર્થાત્ કુટુંબને કેળવી સુધારવાપણું કે જેના યોગે તેઓ સારા કામમાં મદદગાર થાય.

૧૫ સુદીર્ઘદર્શિપણું અર્થાત્ લાંબી નજર કે જેના યોગે પરિણામ સુંદર કાર્યો કરી શકાય.

૧૬ વિશેષજ્ઞપણું અર્થાત્ વિવેક કે જેના યોગે હિતાહિત તથા સત્યાસત્યની પરીક્ષા કરી શકાય, તથા ગુણ દોષ જાણી શકાય.

૧૭ વૃદ્ધાનુગામિપણું અર્થાત વૃદ્ધજનોના પગલે ચા-

જ્ઞાપણું કે જેના યોગે અનુભવિ આપ્તોની શીખામણો માન્ય કરી શકાય

૧૮ વિનીતપણું અર્થાત્ માતા પિતા તથા ગુરૂજનનો વિનય કે જેના યોગે તેઓની પ્રીતિ મેળવી શકાય

૧૯ કૃતજ્ઞપણું અર્થાત કરેલા ઉપકારને યાદ રાખવાનો ગુણ કે જેના યોગે તેનો બદલો વાળી શકાય

૨૦ પરહિતાર્થકારિપણું અર્થાત્ પરોપકારિપણું કે જેના યોગે સ્વાર્થ રાખ્યા વગર પરોપકાર કરી શકાય

૨૧ લબ્ધલક્ષ્યપણું અર્થાત્ ચાલાકી કે જેના યોગે દરેક વાત સહજમા શીખી સમજી શકાય

આ એકવીશ ગુણોવાળો પુરૂષ ધર્મરત્ન પામવાને યોગ્ય થાય છે પણ મત્સરી પુરૂષમા એવા ગુણોનો અભાવ રૂપ દેખાવ થઈ પડે છે, તેથી તે ધર્મને અયોગ્ય બની રહે છે.

હવે ગ્રંથકાર કહે છે કે જે પુરૂષ દુષ્ટભાવથી પારકા છતા અછતા દોષ બોલી બતાવે તે પોતાને નિરર્થક પાપમા પાડે છે —

जो परदोसे गिण्हइ—सतासंते वि दुट्ठभावेणं,
सो अप्पाणं बंधइ—पावेण निरत्थएणावि ॥१०॥

અર્થ.

જે પુરૂષ દુષ્ટભાવથી છતા કે અછતા પરાયા દોષ ગ્રહણ કરે તે પોતાના આત્માને નિરર્થક પાપથી બોરે છે. ૧૦

## ભાવાર્થ.

પાપ બે રીતે કરાય છે;—એક તો આપણો ઉદર નિર્વાહ ચલાવવા માટે વેપાર ધંધો અગર ખેતીવાડી કરતાં આપણને કેટલુંક પાપ કરવું પડે છે. આ પાપ નહિ કરિયે તો આપણો નિર્વાહ ચાલી શકતો નથી તેથી તેમાં આપણો કંઇક અર્થ સિદ્ધ થતો હોવાથી તે સાર્થક પાપ ગણાય છે; પણ બીજું નિરર્થક પાપ જે કરવામાં આવે છે તે બહું ભુંડું છે, કારણ કે તેમાં આપણનો કશો સ્વાર્થ સિદ્ધ થતો હોતો નથી, ત્યારે તેવું પાપ કરવાની જરૂર શી છે?

પરાયા છતા અછતા દોષ બોલવા એ નિરર્થક પાપ છે તે કરવું એ કેવળ નીચ વૃત્તિ બતાવે છે. પરાયા દોષ બોલવાથી આપણને કંઈ નફો મળતો નથી, કિંતુ જેના આપણે દોષ બોલીયે તેના જાણવામાં તે વાત આવે તો તે આપણો અમિત્ર થાય છે. કદાચ તે સામો માણસ સદ્‌ગુણી હોય તો પોતાની નિંદા સાંભળીને પણ શાંત રહેશે તોપણ આપણે તો આપણા દુષ્ટકામથી પાપિષ્ટ બનીયે જ છીયે, માટે પરાયા માણસના છતા દોષ બોલવામાં પણ પાપ છે તો પછી અછતા દોષ બોલવા તેમાં તો મહાપાપ જ છે એમાં શું સમજાવવું.

આપણે જ્યારે પરાયા દોષ બોલીયે છીયે ત્યારે ઘણી વખત આપણે તો સાચી વાત કહીયે છીયે એમ માની આપણા મનમાં જમી રહેલા મત્સરને ઓળખી શકતા જ નથી, પણ આપણે વિચાર કરશું તો માલમ પડશે કે પ-

રાયા દોષો બોલવામાં આપણું મન જે આનંદ પામે છે તે ખુદ મત્સર શિવાય શી રીતે બની શકે?

પરાયા અવગુણો બોલીને આપણી જીભને આપણે અપવિત્ર કરવાની સાથે આપણાં મનમાં મત્કાકને મનને મત્સરથી મલિન કરીને જે નિરર્થક પાપ બાંધીયે છીયે તેનો છુટકારો બહુજ મુશ્કેલીએ થાય છે.

પર નિંદામાં ઘણો ભાગ તો અસત્યનો જ હોય છે. ઘણીવાર તો શત્રુતા લીધે પરનિંદા કરવામાં આવે છે અને ખરા ખોટાની પણ ખાતરી શિવાય જ પરાઈ નિંદા રચવામાં આવે છે. આવી નિંદાના અંગે વગર વિચારે સામા ધણી ઉપર અનેક વ્હેમ લઈ જઈ તેને વગોવવામાં જ આપણી બહાદુરીનો ઉપયોગ કરાય છે, અને આવા આવેશમાં ચડી ઘણી વેળા સામો ધણી નિર્દોષ છતાં તેના ઉપર દોષારોપણ કરી આપણે નિંદાની સાથે કુડા અભ્યાખ્યાનના પાપને પણ સાથે વ્હોરી લઈયે છીયે કે જેના માટે શાસ્ત્રકારોએ અનેક દૃષ્ટાંતો આપી બહુ માઠાં ફળ વર્ણવ્યાં છે,

આપણે કોઈ ઉપર કૂડાં આળ ચડાવીયે ત્યારે આપણાં મને તો મજાહ થાય છે, પણ સામા ધણીને તેથી કેટલું નુકશાન પહોંચે છે તે સમજી આપણને લગારે વિચાર આવતો નથી. સાથે સામા ધનીના મનમાં આપણાં તે કામથી કેટલું દુખ લાગતુ હશે તે તો જો કોઈ આપણાં ઉપર ખોટું આળ ચડાવી આપણી ફજેતી કરે ત્યારે આપણાં મનમાં જે લાગણી ઉત્પન્ન થાય તે તપાસીયે તો જ માલુમ પડે.

આ રીતે વળી ઘણીવાર કોઇ શખ્સ અમુક અપેક્ષા રાખી અમુક કાર્ય કરતો હોય ત્યારે તેની તે અપેક્ષાથી આપણે બે ખબર હોઇ તેની નિંદા કરવા માંડીયે છીયે તેવા પ્રસંગે પણ આપણી નિંદા અસત્યતાથી જ છવાયલી હોય છે.

હવે કોઇ વેળા સામા માણસના આપણે ખરેખરા દૂપણો બોલીયે તોપણ તે સત્ય છતાં પણ અસત્ય જ શાસ્ત્રકારોએ ગણ્યું છે જે માટે શ્રીમાન્ હેમાચાર્યે યોગશાસ્ત્રમાં લખ્યું છે કેઃ—

"त त्तथ्य मपि नो तथ्य—मप्रियं चा हितं च यत्"

અર્થાત્ જે વાત કોઇને અપ્રીતિજનક હોય અગર અહિતકર્ત્તા હોય તે વાત સાચી હોય તો પણ સાચી ન ગણવી.

માટે પરના છતા અગર અછતા દોષ તરફ આપણે આપણી દૃષ્ટિ જ નહિ ધરવી જોઇયે તો પછી બોલવાની તો વાત જ શી હોય.

જ્યારે આમ છે ત્યારે હવે આપણે કયા નિયમે પ્રવર્त્તવું તે માટે ગ્રંથકાર એક સર્વ બાબતોમાં સાધારણ રીતે લાગું પડતો સામાન્ય નિયમ બતાવે છેઃ—

મૂળગાથા.

तं नियमा मुत्तव्वं—जत्तो उपज्जए कसायग्गी,

तं वत्थुं धारिज्जा—जेणो वसमो कसायाणं ॥११॥

અર્થ.

જેનાથી કષાયરૂપ અગ્નિ પ્રદીપ્ત થાય તે કામને ચોક્સ

પણ છોડી દેવુ અને જેનાથી કષાયો હણે તે વસ્તુ ધારણ કરવી ૧૨

ભાવાર્થ.

ચિત્તને મલિન કરનાર તે કષાય કષાય ચાર છે,— ક્રોધ, માન, માયા અને લોભ આ ચારે કષાય રાગ અને દ્વેષ એ બે મૂળમાથી ઉત્પન્ન થાય છે, અને રાગ અને દ્વેષ એ જ દુઃખના મૂળ છે.

ચિત્તની શાતિને કષાયો બાળીને ભસ્મ કરે છે, માટે કષાયોને અગ્નિની ઉપમા આપી શકાય. અગ્નિની સામગ્રી મળ્યાથી અગ્નિ જેમ ભડકો લઇ ઉઠે છે તેમ કષાયોની સામગ્રી મળતા તેઓ પણ ઝટ ભડકો લઇ પ્રદીપ્ત થાય છે.

બળતણ પૂરવાથી અગ્નિ વધ્યા કરે છે પણ તેના પર પાણીનો મારો ચલાવ્યાથી તે શાત પડે છે, તેમ કષાયો પણ અમુક કારણોથી વધતા જાય છે અને અમુક કારણોથી ઘટતા રહે છે. એથી શાસ્ત્રકારોએ જણાવ્યુ છે કે જે રીતે કષાયો વધે તે રીતથી દૂર રહેવુ અને જે રીતે કષાયો ઓછા પડે તે રીતને ધારણ કરવી.

આ નિયમ બહુ જ ઉમદા છે દરેક ધર્મમા એ જ ઉપદેશ છે કે કામક્રોધને ઓછા પાડવા આ નિયમને બરોબર પાળવામા આવે તો જગતપર શાતિનુ સામ્રાજ્ય પથરાય, અને સઘળા કલેશ કકાસ, વૈર વિરોધ, લડાઇ તકરાર, ટોસાતોસી વગેરે અનર્થો થતા બંધ પડે

આ ઉત્તમ નિયમને અનુસરીયે તો કોઇની પણ નિંદા

આપણે કરીશું નહિ, કારણ તેમ કરતાં તો આપણા અને સામાના કષાયો વધવાનો તરત સંભવ ઊભો થાય છે. માટે આ નિયમને આપણે આપણા મનમાં ગોખી ગોખીને ઠસાવી રાખવો જોઇયે કે જેથી આપણું મન સદા શાંત રહી શકે.

હવે કયી કયી રીતોથી કયા કયા કષાયો વધે છે તેનો વિચાર કરીયે. ત્યાં પરનિંદા કરવાથી ક્રોધ વધે છે, મદ કરવાથી માન વધે છે, ખાલી કીર્તિના ભૂખ્યા થવાથી માયા વધારવી પડે છે, ઇંદ્રિયોપર કાબુ નહિ રાખ્યાથી લોભ વધી પડે છે, માટે શાસ્ત્રમાં ૭ દુશ્મનોને જીતવાનું લખ્યું છે તે ૭ દુશ્મનો નીચે મુજબ છે.

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને હર્ષ એ ૭ અંતરંગારિ એટલે અંદરના દુશ્મન છે. કામના જોરથી બ્રહ્મચર્યનો ભંગ થાય છે, ક્રોધના જોરથી ક્ષમાનો ભંગ થાય છે, લોભના જોરથી સંતોષનો ભગ થાય છે, મોહના જોરથી વિવેકનો ભંગ થાય છે, મદના જોરથી વિનયનો ભગ થાય છે, અને હર્ષના જોરથી ન્યાયનો ભંગ થાય છે. માટે આ ૭ દુશ્મનોને અવશ્ય વશ કરવા જોઇયે.

૭ દુશ્મનોને જીત્યાથી આપણા હૃદયમાં તથા આપણી પ્રવૃત્તિમાં નીચેના દશ ધર્મ પ્રગટે છે—

ક્રોધ જીતાયાથી ક્ષાંતિ એટલે ક્ષમા ગુણ પ્રકાશ પામે છે, તેના યોગે આપણે આપણા ગમે તેવા અપરાધિને પણ માફી બક્ષી આપણા ચિત્તને શાંત રાખી શકીયે છીયે.

મદ યા માન જીતાયાથી માર્દવ એટલે નમ્રતા ગુણ

પ્રાપ્ત થાય છે એના પ્રતાપે આપણે વિનીત થઇ આપણા ગુરૂજનોની પ્રીતિ મેળવી શકીયે છીયે.

મોહ યા માયા જીતાયાથી આર્જવ એટલે સરળતા ગુણ પ્રગટે છે. એના યોગથી આપણે સરળ ભાવે વિવેક પૂર્વક સાદા રહીને દગા પ્રપંચથી દૂર રહી શકીયે છીયે

લોભ જીતાયાથી મુક્તિ એટલે સંતોષ ગુણ પ્રાપ્ત થાય છે, તેના યોગથી આપણે ચોરીથી અથવા અન્યાયથી ધનોર્જન કરતા અટકી આપણી જે સ્થિતિ હોય તેમાં સંતોષ માની આનંદિત રહી શકીયે છીયે.

કામ અને દર્પ જીતાયાથી અને એકંદરે છએ અંતરંગ શત્રુઓ જીતાયાથી તપ, સંયમ, સત્ય, શૌચ, આકિંચન્ય, અને બ્રહ્મચર્ય નામે છ ગુણો પ્રગટ પામે છે

તથા તપ એટલે કષ્ટસહન તે બે પ્રકારે છે, આભ્યંતર અને બાહ્ય અભ્યંતર કષ્ટસહન છ પ્રકારે છે પાપના માટે પશ્ચાતાપ કરવું વિનય કરવો, મોટાની માવજત કરવી, વિદ્યાભ્યાસ કરવો, ધ્યાન કરવું, અને શરીરને સ્થિર કરી સમાધિલીન થવું, એ રીતે છ પ્રકારનું અભ્યંતર તપ છે આવી રીતના અભ્યંતર કષ્ટસેવન સિવાય જ્ઞાન તથા ધ્યાનની સિદ્ધિ થઇ શકતી નથી માટે આળસુ નહિ થતાં અને ઉપસર્ગ તથા પરીસહોથી નહિ ડરતાં એમ કષ્ટ સહન કરીને પણ જ્ઞાન દર્શન અને ચારિત્રની વૃદ્ધિ કરવા માટે ઉપર મુજબના તપની ખાસ જરૂર છે

હવે બાહ્યતપના છ પ્રકાર આ મુજબ છે—આહાર

ત્યાગ કરી ઉપવાસ કે એકાસણા કરવા, ભૂખ કરતાં ઊણું ખાવું, અમુક ચીજોને નિયમિત કરી ખાવું, ઘી વગેરે રસોત્પાદક ચીજોનો ત્યાગ કરવો, કાયાને તાડ તડકાથી ક્લેશિત કરવી, અને ઇંદ્રિયોને વશ રાખી ગુફા વગેરે એકાંત સ્થળે વસવું એ રીતે છ પ્રકારનું બાહ્ય તપ છે.

સયમ એટલે ઇંદ્રિયોને વશ રાખી તેમને સન્માર્ગે પ્રવર્ત્તાવી પાપ કર્મથી દૂર રહેવું.

સત્ય એટલે સાચું બોલવું.

શૌચ એટલે મન વચન અને કાયાને પવિત્ર રાખવાં. મનથી દુષ્ટ ચિંતન નહિ કરવું, વચનથી દુષ્ટ વચન નહિ બોલવુ, અને શરીરથી દુષ્ટ કામ નહિ કરવું.

આકિંચન્ય એટલે નિષ્પરિગ્રહિપણું અર્થાત્ કોઇપણ ચીજ ઉપર મૂર્ચ્છિત નહિ થતાં મમત્વભાવનો ત્યાગ કરવો.

બ્રહ્મચર્ય એટલે સુશીલ પાળવું.

આ રીતે દશ પ્રકારના ઉત્તમ ગુણો ધર્મના ખરેખરા અંગ છે, તે પ્રાપ્ત થાય તેમ આપણે યત્ન કરવો જોઇયે. આ દશ પ્રકારના ધર્મને માટે જ સઘળી શાસ્ત્રરચના થઇ છે. આવા સર્વ માન્ય ધર્મગુણો તરફ બે દરકાર રહીને આપણે ક્રિયાકાંડની તકરારી બાબતોના વાંધા ઊભા કરી અરસપરસ મત્સરી બની ગુણાનુરાગથી વેગળા થઇએ એ બહુ શોચનીય છે.

હવે ગ્રંથકાર આટલા સુધી આપેલી શીખામણનો સારાંશ કહે છે;—

મૂળ ગાથા.

जइ इच्छइ गुरुयत्त–तिहुयणमज्झंमि अप्पणो नियमा,
ता सव्वपयत्तेण–परदोसविवज्जण कुणह. ॥ १२ ॥

અર્થ —

જો તમે ત્રણ જગતના અંદર પોતાની મોટાઈ મેળવવા ખરેખર ઇચ્છતા હો, તો સર્વ પ્રયત્નથી પરાયા દોષોની નિંદા કરવાનુ પૂરતી રીતે વર્જન કરો, ૧૨

ભાવાર્થ.

દરેક માણસને એવી કુદરતી ઇચ્છા રહે છે કે આપણે મહાન્ ગણાઇયે તો સારૂં. આ ઇચ્છાથીજ આપણે દરેક કામ પાર પાડી મોટાઈ મેળવવા પ્રયત્ન કરીયે છીયે, અને ઊંચો નંબર મેળવવા યત્નવાન્ રહીયે છીયે. આ એક આ પણ ઇચ્છાબળ છે તેનો સદુપયોગ કરવામાં આવે તો તેથી સારા ફળ મેળવી શકાય છે. પણ આપણે અજ્ઞાનના જોરે તે બળનુ જ્યારે દુરૂપયોગ કરીયે છીયે ત્યારે તે ઇચ્છાના જોરે મત્સર કરવામા ફસી પડી ઇચ્છાનુકૂળ ફળના બદલે તેથી વિરૂદ્ધ ફળ મેળવીયે છીયે.

ખરેખર અજ્ઞાન ભયંકર છે. ઉપયોગી શક્તિઓ અજ્ઞાનથી બગડી જાય છે, એટલુંજ નહિ પણ તેઓ અનર્થ જનક થઈ પડે છે

અજ્ઞાનથી જ મત્સર–ઇર્ષ્યા, વૈરવિરોધ, કલહકંકાસ, વગેરે ઉત્પન્ન થાય છે અજ્ઞાનથી જ ધર્મનુ રહસ્ય સમજ

વામાં નહિ આવતાં કેવળ બાહ્યાચારપર ચડીને અહં-કારમાં બુડાય છે. અજ્ઞાનથી જ ધર્મના બહાને દુરાચા-રનો વધારો કરવામાં આવે છે. અજ્ઞાનથી જ ખરા ખોટા-ની પરીક્ષા વિના દેખીતી રીતે ખોટી ઠરતી વાતોને સત્ય ઠરાવી ખરા સત્યથી વેગળે રહેવામાં આવે છે, અને અજ્ઞા નથી જ ગુણોના તરફ બે દરકાર રહીને દોષોને ગુણો ત-રીકે માનવામાં આવે છે.

અજ્ઞાનના જોરે જ ગુણિપુરૂષોના ગુણો નહિ દેખાતાં દોષો દેખાવા માંડે છે, કિંબહુના—આ જગત્‌માં અજ્ઞાન સમાન આપણુનો કોઈ શત્રુ નથી.

આ અજ્ઞાનના જોરથી આપણે એમ સમજીયે છીયે કે બીજાને હલકા પાડવાથી આપણો મોટાઇ વધશે એમ ધારી આપણે બીજાની નિંદા કરવા તૈયાર થઇયે છીયે પણ લગાર જ્ઞાન દૃષ્ટિ ઉઘાડીને જોવામાં આવશે તો તરત મા-લમ પડશે કે બીજાને હલકા પાડવાથી આપણી જ હલ-કાઈ થાય છે અને બીજાની નિંદા કરવાથી આપણી જ મોટાઇ થતી અટકે છે. કારણ કે તેમ કરવા જતાં આપણે પોતેજ આપણા મનની નીચ વૃત્તિની લોકોમાં સાબિતી કરી કરી આપીયે છીયે.

માટે સમ્યક જ્ઞાન થયા શિવાય માણસ આંધળો છે. જ્ઞાનના પ્રતાપે જે જગત્‌માં શું ખરૂં છે અને શું ખોટું છે તેની ખબર પડે છે, જ્ઞાનના બળે જ આપણને શું ક-ર્તવ્ય છે અકર્ત્તવ્ય છે તેનું ભાન થાય છે.

આ કારણે આપણામાં સમ્યક્ 'જ્ઞાન ફેલાવવાની ખાસ અગત્ય રહેલી છે. આપણા ભાઇઓને, આપણી બેનોને આપણા બાળકોને, અને આપણા સમાગમમાં આવતા દરેક મનુષ્ય પ્રાણીને સમ્યક્ જ્ઞાન આપી ધર્મનું રહસ્ય શામાં રહેલ છે, તે સમજાવવાની જરૂર છે જ્ઞાનનો વધારો થવાથી પોતાની મેળે દુર્ગુણો તરફ અભાવ ઉત્પન્ન થઈ ગુણાનુરાગ ઉત્પન્ન થશે. કારણ કે જ્ઞાન એ ગુણાનુરાગનું બીજ છે જ્ઞાન શિવાયની ક્રિયા નિષ્ફળ કહેવાય છે તે એ જ કારણના લીધે કે તેની જ્ઞાન વગરની ક્રિયા કરવાથી અંતરંગમાં રાગ દ્વેષનો પરાજય થતો નથી. માટે શાસ્ત્રકારોએ પોકારી પોકારીને કહેલું છે કે,—

पढम नाण-तओ दया

અર્થાત્ પહેલું જ્ઞાન હાસલ કરવું જોઇયે અને ત્યાર કેડે તેના બળે દયા પાળવી જોઇયે આ રીતે જૈન ધર્મમાં જ્ઞાનને સૌથી પહેલો દરજ્જો આપવામાં આવ્યો છે એટલું જ નહિ પણ શ્રી હરિભદ્ર સૂરિએ યોગ દૃષ્ટિ સમુચ્ચયમાં લખ્યું છે કે,—

क्रियाहीनस्य पद् ज्ञान-ज्ञानहीनस्य या क्रिया,
अनयो रतरज्ञेय-भानुखद्योतयो रिव ॥ १ ॥

અર્થાત્ ક્રિયારહિત છતાં જે જ્ઞાનવાન્ છે અને બીજો જ્ઞાન રહિત છતાં ક્રિયાવાન્ છે તે બેમાં સૂર્ય અને ખજવા જેટલો તફાવત છે. આ ઉપરથી જ્ઞાનની કેટલી અગત્ય છે

તે સ્પષ્ટ જણાઈ રહે છે. માટે આજ કાલ પુરૂષ વર્ગ તથા સ્ત્રી વર્ગમાં ધર્મ સંબંધી સમ્યક્ જ્ઞાન ફેલાવવા માટે આપણા તમામ ધર્મગુરૂઓએ તેવા સમ્યક્ જ્ઞાનનો ઊંડો અભ્યાસ કરવાની જરૂર છે. ધર્મ સંબંધી સમ્યક્ જ્ઞાન કંઇ સંસ્કૃત કે પ્રાકૃતભાષા જાણવાથી અથવા વ્યાકરણ-કોષ કે ન્યાય ભણી ગયાથી આવી શકતું નથી, પણ તેના માટે એ જ ઉપાય છે કે ધર્મ સંબંધી જે જે મૂળ મુદ્દાઓ છે તે સંબંધે લક્ષ્ય રાખીને નીતિની વૃદ્ધિ અને સત્યવાતનો સ્વીકાર કેમ કરી શકાય તેનો વિચાર કરીને દેશકાળાનુસારે ધર્મશોધન કરી ઊંડું જ્ઞાન મેળવી દરેક ઉપદેશમાં તેની પુષ્ટિ કરીને લોકોના મન નીતિ તરફ દોરવા જોઇયે.

ટુંકામાં કહીયે તો મોટા મોટા પુસ્તકોમાંથી નીતિના વાકયોને તારવીને પ્રચલિત દેશી ભાષામાં તેમને ગોઠવીને એક નાની પણ ખાસ ઉપયોગી જૈનપોથી તૈયાર કરી તે લોકોમાં ફેલાવવી જોઇયે કે જેથી લોકોની નીતિ સંબંધી સુધારણા થાય. કારણ કે બીજા હજારો ઉપદેશ કરતાં નીતિ સંબંધી એક વાકય પણ જો બરાબર ઠસાવવામાં આવે તો તે વધુ ફાયદો કરે છે. બહુ સાંભળ્યા કરતાં થોડું પણ ઉપયોગી સાંભળીને તે ગ્રહણ કરવું એમાં વધુ ડહાપણ છે આપણે લોકાલોકની ઝીણી ઝીણી વાતો સમજવા માથા ફોડ કર્યા કરીયે અને "સાચું બોલવું" એટલા વાકયને એક ખુણે પડી રહેવા દઇએ તો એથી આપણો શી રીતે દહાડો વળે?

માટે સદ્‌ગુણોનું સમ્યક્ જ્ઞાન મેળવીને તે તે ગુણો પાળવાથી જ આપણો ઉદ્ધાર થશે. જો આપણાથી સંસાર વૃત્તિનો ત્યાગ કરી મૌન વ્રત ધારી શકાય, અગર ગૃહસ્થ-પણે રહેવાય છતાં બે ઠેકાણે નીતિમાન્ થયા શિવાય કંઇ પણ કાર્ય સિદ્ધ થનાર નથી.

માટે જ્ઞાન દૃષ્ટિથી વિચારીને દરેક કાર્ય કરવામાં આવે તો ઇષ્ટ સિદ્ધિ તરતમાં થાય છે તેથી જો આપણે આપ ણી યોગ્યતા મેળવવી હોય તો પરનિંદા વર્જીને પરના ગુણો તરફ અનુરાગ ધરી તેમની પ્રશંસા કરવી જોઇયે.

હવે ગ્રંથકાર છ પ્રકારના પુરૂષોનું સ્વરૂપ બતાવવા ખાતર પહેલાં તેમના નામ આપે છે,—

મૂળ ગાથા.

चउहा पसंसणिज्जा—पुरिसा सव्वुत्तमुत्तमा लोए,
उत्तमउत्तम उत्तम—मज्झिमभावा य सव्वेसिं ॥ १३ ॥
जे अहम अहम अहमा—गुरुकम्मा धम्मवज्जिया पुरिसा,
ते विय न निंदणिज्जा—किंतु दया तेसु कायव्वा ॥१४॥

અર્થ —

આ જગત્‌માં ચાર પ્રકારના પુરૂષ સર્વેને પ્રશંસા કર વા યોગ્ય છે,—એક સર્વોત્તમોત્તમ, બીજા ઉત્તમોત્તમ, ત્રીજા ઉત્તમ, અને ચોથા મધ્યમ. ૧૩ (ઉપરાંત) પાંચમા અધમ અને છઠ્ઠા અધમાધમ તે ભારે કર્મી અને ધર્મવર્જીત હોય છે તેઓની પણ નિંદા કરવી નહિ જોઇયે કિંતુ તેઓ ઉપર દયા ધારવી જોઇયે. ૧૪

## ભાવાર્થ.

પુરૂષોની વેહેંચણ પાડવી હોય તો તેમના ત્રણ પ્રકાર પડે,—એક ઉત્તમ, બીજા મધ્યમ, અને ત્રીજા અધમ, છતાં ઉત્તમ પુરૂષોના પાછા ત્રણ વર્ગ પડાય છે,—એક સર્વોત્તમોત્તમ, બીજા ઉત્તમોત્તમ, અને ત્રીજા ઉત્તમ. મધ્યમનો એક જ ભેદ રાખવામાં આવેલ છે. અધમ પુરૂષના બે ભેદ પાડી શકાય,—અધમ અને અધમાધમ આ રીતે છ પ્રકારના પુરૂષો હોઇ શકે. એમાં ત્રણે પ્રકારના ઉત્તમ અને મધ્યમ મળી ચાર પ્રકારના પુરૂષ તો સર્વ કોઇને બિન તકરારે પ્રશંસવા યોગ્ય છે. શિવાય અધમ અને અધમાધમ એ પ્રકારના પુરૂષો ભારે કર્મી અને ધર્મહીન હોવાથી તેઓની પ્રશંસા કંઇ કરી શકાય નહિ, છતાં તેમની પણ નિંદા તો ન જ કરવી જોઇયે. કારણ કે તેઓ તો આપણી દયાનાં પાત્ર છે એટલે કે તેમનાપર તો આપણે દયાભાવ ધરવાનો છે, અને તેવો ભાવ રાખીને તેમને પણ બોધ આપી સુધારવાના છે, ત્યારે તેમની નિંદા કરીયે તો તેમનાપર આપણી દયા શી રીતે રહે.

આ પરથી ખુલ્લું સમજાય છે કે જ્યારે આપણે કોઇની નિંદા કરિયે ત્યારે તેના તરફ આપણી દયા રહી શકતી નથી. કારણ જો તેના તરફ દયા હોય તો તેની નિંદા કેમ કરાય. કોઇની પણ લાગણી દુખવવી એ દયાભાવથી વિરૂદ્ધ કામ છે. માટે નિંદા કરવી એ દયાળુ પુરૂષનું કામ નથી.

ત્યારે આપણે જીવ દયા પાળવા માટે પ્રતિજ્ઞા લઇને

પરનિંદા કરવાથી પાછા ન હઠિયે તો આપણે લીધેલી પ્રતિજ્ઞાનો ભંગ થાય છે એ વાત સિદ્ધ થાય છે. માટે પરનિંદા કરવી એ પરને પીડા આપવા બરાબર છે, તેથી દયાના પરિણામે પણ આપણે પરનિંદાથી દૂર રહેવું ઘટે છે.

અહીં પ્રસંગે દયા સંબંધી થોડું વિવેચન ઉપયોગી છે દયા એ ધર્મનું મૂળ છે એટલે કે દયાભાવના જોરથી જ ધર્મની સ્થાપના થઈ છે અને દયાભાવ વધારવા માટેજ તેનો ઉદ્દેશ છે. દયા એટલે પરના દુખો દૂર કરવાની માગણી આ એક ઊંચામાં ઊંચી મનોવૃત્તિ છે કે જેના આધારે નિસ્વાર્થપણે પ્રેમપૂર્વક પરાયા દુખો ટાળવા માટે પ્રવૃત્તિ કરી શકાય છે

દયામાથી જ સઘળા સદ્‌ગુણો ઉદ્‌ભવે છે, તેથી દયાને સર્વે ધર્મોમા પહેલું સ્થાન અપાયું છે જેથી કહેવામાં આવે છે કે

" दया धर्मको मूल है "

દયાના લીધે જ સત્ય બોલાય છે, દયાના લીધે જ ન્યાયવૃત્તિ ધરાય છે દયાના લીધે જ પરસ્ત્રીગમનથી દૂર રહેવાય છે આ રીતે જગતમા જે જે ભલા કામો કરવામા આવે છે તેનું મૂળ દયામાં રહેલ છે

આ દયાવૃત્તિ જો મનુષ્યોમા ન હોય તો કોઈ કોઈને સહાય આપવે નહિ, સારા કામો માટે પણ કોઈ એક બદામ પણ ખરચશે નહિ, સૌ કોઈ સ્વાર્થી થઈ બીજાને મારી નાખવાનો પ્રયત્ન કરશે અને એકંદરે જગતમા અવ્યવસ્થા થઈ લુટફાટ, લડાઈ, કાપાકાપી, અદાવત, નિંદા

વગેરે અનેક દુર્ગુણો ફેલાઇને અશાંતિમય જગત્ થઇ પડશે.

માટે દયાવૃત્તિને પૂરતી રીતે જાળવી રાખવી જોઇયે. પૂર્વે વર્ણવેલ મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ્ય એ ચાર ભાવનાઓ ખુદ દયાની જ ચાર શાખાઓ છે, અને તેટલા માટે તેમને ધર્મના મૂળ પાયા તરીકે જણાવેલ છે.

આપણા જૈન ભાઇઓમાં જન્મથી જ દયા ગુણ તરફ સારી વલણ રહે છે તે પ્રશંશનીય છે, છતાં પરનિંદા, કન્યાવિક્રય તથા ઘરે રાખેલી ગાય ભેંશોના વાછરડાંઓ તરફ રાખવામાં આવતી બેદરકારી એ વગેરે દયાહીન કાર્યોમાં તેમને ઢળતા જોઇ ખચ્ચિત આપણને ખેદ થાય છે કે આવો ઉત્તમ મનુષ્યભવ પામી તથા આવો દયામય જૈનધર્મ પામીને કાં તેને વ્યર્થ ગુમાવવામાં આવે છે? માટે આપણા ધર્મ ગુરૂઓનું આ બાબતસર લક્ષ ખેંચાય તો ઘણે દરજ્જે તેઓ આ બાબતમાં યોગ્ય ઉપદેશ આપીને લોકસુધારણા કરી શકે તેમ છે.

શિવાય નાની ઉમરના બાળકો અને બાળિકાઓને પરણાવીને બંધનમાં નાખતાં તેમાંથી જે અનર્થો જન્મ પામે છે તે પણ દયાલુ જનના અંતઃકરણને બહુ જ ખટકે એવા છે. સોળ વર્ષની અંદરની આપણી પુત્રીઓ રંડાય એ શું આપણા અંતઃકરણમાં દયા હોય તો સાંખી શકીયે? નહિજ. માટે બાળલગ્નોનો આપણી જૈન પ્રજામાં સખત પ્રતિબંધ થવો જોઇયે. એના માટે સોળ વર્ષની કન્યા અને પચીશ વર્ષનો પુરૂષ લગ્ન યોગ્ય ઠેરાવવા જોઇયે. આવુ ધોરણ

બંધાય તો આપણી હજારો પુત્રીઓ બાળરંડા થતી અટકે એ શું ઓછું દયાનું કામ ગણાય?

વળી એક સ્ત્રી હયાત છતાં તેનાપર બીજી પરણી લાવીને પેલી સ્ત્રી તથા બીજી સ્ત્રીનાવચ્ચે સોકપણાનો સંબંધ પડાવી ઘરમાં વૈરવિરોધ થવાનાં બીજ રોપવા એ પણ નિર્દયતાનું જ પગલું છે તે જ રીતે પચાશ વર્ષના ડોસાને પૈસાની લાલચે પુત્રી આપીને તેને દુખિત કરવી એ પણ દયાહીનપણાનું જ કામ છે, માટે આવાં કામો આપણી દયાની લાગણીની સામાન્ય લોકોમાં નિંદા કરાવે છે, તે માટે સમજુ જૈનબંધુઓએ અવશ્ય વિચાર કરવો ઘટે છે.

જ્યારે આપણે નાનામાં નાના જંતુઓ ઉપર પણ દયા ધારીયે છીયે, ત્યારે ખુદ આપણી બાળિકાઓના તરફ તો આપણે પૂર્ણ દયાવાન્ રહેવાની ખાસ ફરજ છે.

હવે ગ્રંથકાર સર્વોત્તમોત્તમ પુરૂષ કોને ગણવો તેનું સ્વરૂપ વર્ણવે છે,—

મૂળ ગાથા.

पचगुरुभरजुव्वण-वत्तीण सुरहिसारदेहाणं,
जुवईणं मज्जगओ-सव्वुत्तम रूववतीण ॥ १५ ॥
आजम्म बंभयारी-मणवयकाएहिं जो धरइ सीलं,
सव्वुत्तमुत्तमो पुण-सो पुरिसो सव्वनमणिज्जो ॥१६॥

અર્થ.

દરેક અંગમાં પ્રગટી નીકળેલ આકરા યૌવનવાળી, સુ

ગંધથી બેહદ્દતા શરીરવાળી, અને સર્વે કરતાં ઉત્તમ રૂપ-
વાળી સ્ત્રીઓના વચ્ચે રહીને (૧૫) જે પુરૂષ જન્મથી
બ્રહ્મચારી રહ્યો થકો મન વચન અને કાયાથી શીળવાન્
રહે તે પુરૂષ સર્વોત્તમોત્તમ જાણવો અને તે સર્વ કોઇને
નમવા લાયક હોય છે. ૧૬

ભાવાર્થ.

આ જગતમાં જેમ દયા એ મહાન્ ગુણ ગણાય છે, તેમ તેવો બીજો મહાન્ ગુણ તે શીળ અથવા બ્રહ્મચર્ય છે. આપણા જીવમાં જેમ જ્ઞાનશક્તિ છે તેમ બીજી બળ શક્તિ કે જે વીર્યના નામે બોલાય છે તે છે. એ શક્તિના આશ્રથી જ જીવ ઉત્તમ પરાક્રમ કરીને કર્મો ઉપર જય મેળવી ઊંચા પદને પામી શકે છે, માટે એ શક્તિની તેને ખાસ જરૂર છે, છતાં તે શક્તિનો દુરૂપયોગ ન થવો જોઇએ.

એ શક્તિનો દુરૂપયોગ તે તેની નિર્વિકાર સ્થિતિનો ભંગ કરી વિકાર સ્થિતિમાં ચડવું તે છે. બાળક જન્મે છે ત્યારે તે કામ વિકારથી રહિત હોય છે. પાછળથી તે મોટો થતાં અને તેનામાં વીર્યશક્તિનો પુષ્કળ વધારો થતાં તે જો પોતાના મન ઉપર કાબુ નહિ રાખે તો તે વિકારાવસ્થાને પ્રાપ્ત થાય છે, જેના પરિણામે તે શીલભંગ કરી વીર્ય શક્તિને બરબાદ કરે છે, એટલું જ નહિ પણ તે તેના આવેશમાં ચડીને અનેક અનર્થોમાં ફસા પડે છે પણ જો તે જ્ઞાનવાન્ હોય છે તો તે મૂળથી જ વિકારાધીન થતો નથી, અને તે રીતે પોતાનુ ઉત્તમ બળ જાળવીને તેને સદ્‌પયોગમાં લ્યે છે.

વિકારાધીન થવાથી બળનો નાશ થતાં શરીરમાં અનેક નાના મોટા રોગો પેદા થાય છે, મનોબળ તથા બુદ્ધિ બળ નિર્બળ થતાં જાય છે, અને તેના પરિણામે પ્રબળ પરાક્રમનાં કામો થઈ શકતાં નથી, અને એ રીતે નિર્માલ્ય જેવો થઈ રહે છે, અને વિષયલંપટ બનીને સ્વાર્થ પરાયણ થઈ પુરૂષ નામને કલંકિત કરતો થકો અન્યાય ભરેલી વર્તણુક ચલાવવામાં પણ કૂદી પડે છે

આપણી દરેક શક્તિઓને વીર્યશક્તિનો ટેકો રહેલ છે, તેથી તેનો ભંગ થતાં દરેક શક્તિ નબળી પડે છે, માટે વીર્યશક્તિનું સંપૂર્ણ રક્ષણ કરવું જોઇયે

વીર્યશક્તિને ધક્કો લગાડનાર કામવિકાર છે. આ કામ વિકાર એ ઇચ્છા શક્તિનો અયોગ્ય વિકાર છે. તે જ્યારે મન ઉપર કાબુ ન હોય ત્યારે માનસિક સંકલ્પથી જન્મે છે મન શાંત હોય તો સ્થૂલ કામવિકાર થતો નથી, એ અનુભવ સિદ્ધ વાત છે

માટે મનથી દુષ્ટ સંકલ્પ કરીને કામવિકારના વશ થઈ સ્ત્રીસંભોગથી આપણા વીર્યનો નાશ કરવો એ આત્મઘાત કર્યા બરોબર હોવાથી દુષ્ટ કૃત્ય ગણાય છે એથી ખરેખર ઉત્તમ પુરૂષો જન્મથી જીવિત પર્યંત વિકાર વશ નહિ થતાં બ્રહ્મચર્ય ધારણ કરી રહે છે તેઓનું મન એટલું મજબૂત હોય છે કે તેમાં કોઇપણ રીતે વિકાર દાખલ થઇ શકતો નથી. તેઓ સ્વભાવથી જ શાંત હોય છે, તેની સાથે તેઓને સમ્યક્ જ્ઞાન હોય છે, એટલે તેઓ દરેક સ્ત્રીને પોતાની માતા અને બેહેનસમાન ગણીને કદાપિ કામાધીન થતા નથી

બ્રહ્મ એટલે આત્મબળનું સંરક્ષણ તેનું ચર્ય એટલે સેવન તે બ્રહ્મચર્ય.

બ્રહ્મચર્યનું બીજું નામ શીળ છે, કારણ કે શીળ શબ્દનો સ્વભાવ એવો અર્થ રહેલ છે, તેથી બ્રહ્મચર્ય એ સ્વભાવ રૂપે રહેનાર હોવાથી શીળ કહેવાય છે.

શીળનો મહિમા વર્ણવવા માટે શાસ્ત્રોમાં અનેક ઉદાહરણો આપ્યાં છે, તે બધાનો સારાંશ એ છે કે શીળનો ભંગ કરતાં દરેક ગુણનો ભંગ થાય છે અને મનુષ્ય કામાંધપણાના આવેશમાં ચડી મહાદુષ્ટ થાય છે, માટે આત્મહિતાર્થી જનોએ અવશ્ય શીળનું સંરક્ષણ કરવું જોઇયે.

શીળવાન્ પુરૂષનું મનોબળ બહુજ મજબૂત અને સ્વચ્છ રહે છે, તેથી તે વીજળીની માફક આકર્ષક રહીને બીજા માણસોના મન ઊપર ઉત્તમ અસર કરી શકે છે. તેથી જગત્માત્રના કલ્યાણાર્થે બ્રહ્મચર્ય એ બળવાન્ સાધનછે.

આપણા જૈનમાં શ્રીમહાવીર પ્રભુને સંગમ નામના અસુરે કરેલા ઉપદ્રવો અને તેમાં તેમનું અડગપણું, બૌદ્ધ શાસ્ત્રોમાં શાક્યસિંહમુનિને માર નામના દેવે કરેલ ઉપદ્રવો અને તે મારનો શાક્યસિંહે આખરમાં કરેલો પરાજય, હિંદુધર્મમાં શંકરે કામદેવને બાળીને ભસ્મીભૂત કર્યાનું આખ્યાન તથા બાઇબલ અને કુરાનમાં સેતાને આદમ જાતને શી રીતે ફસાવી તે સંબંધી આપેલી કથા એ બધાં આલંકારિક ખ્યાનો આપીને એમ સૂચવ્યું છે કે જે પુરૂષ કામને જીતનાર હોય તે જ ઉત્તમ ગણાય છે.

મનુષ્યના હ્રદયને સદ્‌ગુણો તરફ વાળવા માટે તેનામાં વૈરાગ્યભાવનું પોષણ કરવા ખાતર આપણા જૈનમાં બાર ભાવનાઓ કહેલી છે તે આ પ્રમાણે છે—

અનિત્ય ભાવના, અશરણ ભાવના, ભવસ્વરૂપ ભાવના, એકત્વ ભાવના, અન્યત્વ ભાવના, અશૌચ ભાવના આશ્રવ ભાવના, સંવર ભાવના, નિર્જરા ભાવના, ધર્મકથા ભાવના લોકસ્વરૂપ ભાવના અને બોધિ દુર્લભતા ભાવના.

એ બાર ભાવનાઓનું ટુંકામાં આ પ્રમાણે મતલબ છે—

આ સંસાર અનિત્ય છે, કોઈ કોઇને મરણથી બચાવનાર નથી, સંસાર દુઃખમય છે, સુખ દુઃખ આપણ એકલાને ભોગવવા પડશે, કોઇ કોઇનો આધાર નથી, શરીર અપવિત્ર છે, પાપના ફળ ભુંડા છે, હિંસાદિકથી દૂર રહેવું સારૂં છે, કર્મોને તોડવા જોઇએ, ધર્મની યોજના ઉત્તમ છે, લોક સ્વરૂપ વિચારવા યોગ્ય છે, ફરીને સમ્યક્ જ્ઞાન મળવું દુર્લભ છે

આ બાર ભાવનાઓના બદલે બૌદ્ધધર્મમાં ત્રણ પદ જણાય છે તે આ પ્રમાણે છે—

अणिच्चा-दुक्खा-अणत्या.

અર્થાત્ આ સંસાર અનિત્ય છે, દુઃખથી ભરપૂર છે, અને અનર્થોનું મૂળ છે.

આવી ભાવનાઓથી આપણા ચિત્તને વૈરાગ્યમય કરવા બાદ તેમાં પ્રથમ વર્ણવેલી ચાર મહાભાવનાઓથી ઉત્સાહ વધારવો જોઇએ વૈરાગ્ય હોવાની સાથે ઉત્સાહ ન હોય તો

તે વૈરાગ્યથી જોઈતો લાભ મેળવી શકાતો નથી. પ્રબળ ઉત્સાહના પ્રતાપે જ જનકલ્યાણ સાધી શકાય છે. માટે વૈરાગ્યની સાથે ઉત્સાહ ધારણ કરીને નિઃસ્વાર્થપણે જગત્ના કલ્યાણાર્થે પ્રવર્ત્તતા રહેવાથી ઉત્તમપદ પ્રાપ્ત કરી શકાયછે.

આવી રીતે વિચાર બળ સુધારવાથી અને વધારવાથી મનુષ્ય દિવસે દિવસે પોતાના સ્વભાવને સુધારતો રહે છે, અને વધુ અને વધુ સદ્ગુણી થતો જાય છે, જેના પ્રતાપે તે પોતે સુખી થઈ બીજા અનેકજનોને સુખી કરી શકે છે.

હવે ગ્રંથકાર ઉત્તમ પુરૂષનું સ્વરૂપ કહે છે:—

મૂળ ગાથા.

पिच्छइ जुवईरूवं—मणसा चिंतेइ अहव खण मेगं,
जो ना यरइ अकज्जं—पत्थिज्जंतो वि इत्थीहिं ॥१९॥
साहू वा सड्ढो वा—सदारसंतोससायरो हुज्जा,
सो उत्तमो मणुस्सो—नायव्वो थोवसंसारो ॥२०॥

અર્થ.

જે પુરૂષ સ્ત્રીનું રૂપ જોઈ ક્ષણભર મનથી તેના તરફ ખેંચાયા છતાં પણ અને તે સ્ત્રીએ તેને લોભાવ્યા છતાં પણ અકાર્યમાં નહિ ફસે. ૧૯ કિંતુ સાધુ હોય તો સાધુ તરીકે પોતાનું બ્રહ્મચર્ય વ્રત જાળવી રાખે, અને શ્રાવક હોય તો સ્વદાર સંતોષી રહે તે સાધુ અથવા શ્રાવક ઉત્તમ પુરૂષ જાણવો. તે પુરૂષ પણ અલ્પસંસારી જાણવો. ૨૦.

ભાવાર્થ.

સર્વથા બ્રહ્મચર્ય પાળવું એ સર્વોત્તમોત્તમ તથા ઉત્ત-

ઉત્તમપણાનું લક્ષણ છે, પણ સ્વદાર સંતોષી રહી નીતિ મય જીંદગી ગુજારવી એ પણ ઉત્તમ મનુષ્યનું લક્ષણ છે, તેવો સ્વદાર સંતોષી મનુષ્ય જો દીક્ષિત થઇ સાધુ થાય તો તે કદાપિ અકાર્ય કરશે નહિ કદાચ તેનું મન ચલાયમાન થશે તોપણ તે પોતાની પત્નીનું મહત્વ વિચારીને અકાર્ય નહિ કરશે એવા ઉત્તમ પ્રકૃતિવાન સાધુને અથવા શ્રાવક ને કોઇપણ સ્ત્રી પોતાના મોહપાશમાં ફસાવી શકનાર નથી

પુરૂષોના માટે જેમ સ્વદાર સંતોષ વ્રત છે, તેમ સ્ત્રી ઓના માટે પતિવ્રતાપણાનું વ્રત છે પતીવ્રતાપણાને પાલન કરનારી સ્ત્રીઓ સતી તરીકે ઓળખાય છે

સર્વથા સ્ત્રીસંગથી દૂર રહેવું તે બ્રહ્મચર્ય તરીકે ગણાય છે, અને સ્વદાર સંતોષ અથવા પતિવ્રતાપણાને શીલ કહે વામાં આવે છે સાધુપણા માટે જેમ બ્રહ્મચર્યની જરૂર છે, તેમ સદ્દગૃહસ્થપણા માટે શીલની આવશ્યક્તા છે

ગૃહસ્થાશ્રમની પૂર્વે પુરૂષોએ પોતાની કૌમારાવ સ્થામાં એટલે પચવીશ વર્ષ સુધી તો અવશ્ય બ્રહ્મ ચર્ય જ પાલન કરવું જોઇયે તેમજ સ્ત્રીઓએ પણ સોળ અથવા વીશ વર્ષ સુધી સંપૂર્ણ બ્રહ્મચર્ય પાલન કરવું જોઇયે

પચીસ વર્ષનો પુરૂષ અને સોળથી વીશ વર્ષની સ્ત્રી એ લગ્ન યોગ્ય ગણાય છે લગ્ન થયા બાદ પુરૂષે સ્વદાર સંતોષ વ્રત ધારણ કરવું જોઇયે અર્થાત્ પરણેલી તે એકલી સ્ત્રી સાથે જ સમાગમમાં રહેવાની મહાન્ પ્રતિજ્ઞા ધારણ કરવી જોઇયે. અને સ્ત્રીએ પણ તેજ રાતે પતિવ્રતાપણાની પ્રતિજ્ઞા

પાળવી જોઇયે. આવી પ્રતિજ્ઞાવાળું જોડું એક બીજા તરફ ખરા પ્રેમથી જોડાઇ પોતાના અંતઃકરણની ઉત્તમતા જાળવી રહે છે.

પતિવ્રતા વ્રતવાળી સ્ત્રીને જેમ પોતાનો પતિ મરી જતાં બીજો પતિ કરવાનો અધિકાર નથી, તેમ સ્વદાર સંતોષી પુરૂષને પણ પોતાની પત્ની મરી જતાં બીજી પત્ની કરવાનો અધિકાર રહેતો નથી. આ રીતે ઇહાં બન્ને જણની સમાન પ્રતિજ્ઞા રહેવાથી પૂર્ણ ન્યાય સચવાય છે. અને આ મહાન્ પ્રતિજ્ઞાને પાલન કરવી તેમાં જ બન્નેની ઉત્તમતા રહેલી છે. આનંદ શ્રાવકે સ્વદાર સંતોષ વ્રત લીધું છે તેમાં પ્રતિજ્ઞા કરી છે કે શિવાનંદા નામની મારી ભાર્યા શિવાય મને બીજી સ્ત્રી નહિ કલ્પે. એ ઉપરથી એટલું જ કહેવાનું છે કે આવી રીતે જે સ્વદાર સંતોષ વ્રત લેવું તે ઉત્તમ વ્રત છે. તે શિવાય બીજી રીતે વ્રત લેવામાં આવે તો તે મધ્યમ અથવા કનિષ્ટ પંક્તિના છે.

તેથી ઇહાં કહેવાનું એટલું જ છે કે જે પુરૂષ પોતાને ઉત્તમ પુરૂષોના માર્ગે ચાલવાનું પસંદ કરતો હોય તેણે પચીશ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળ્યા કેડે ઉપર મુજબનું ઉત્તમ કોટિનું સ્વદાર સંતોષ વ્રત અથવા નામાંતરે એકપત્ની વ્રત ધારણ કરી ગૃહસ્થાશ્રમી થવું ઘટિત છે.

સ્ત્રીને જેમ પુનર્લગ્ન કરવા અયોગ્ય છે તેમ પુરૂષને પણ પુનર્લગ્ન કરવા એ પરમાર્થ દૃષ્ટિથી જોતાં અયોગ્ય જ છે.

તપશ્ચરણ કરવામાં મૂળ હેતુ કામને જીતવાનો છે. ગમે

તેટલુ ભારે તપ કરવામા આવે, પણ કામ નહિ જીતાય તો તે બધુ નકામુ છે. બાહ્યતપ કરતા ધ્યાનરૂપ આભ્યંતર તપનુ બળ સર્વોત્કૃષ્ટ છે શુભ ધ્યાનરૂપ ઉત્તમ તપો બળથી કામના ઊપર ખરેખરો વિજય મેળવી શકાય છે. માટે શુભ ધ્યાનનો અભ્યાસ પાડવા ખાતર આપણે આપણા મનમા હમેશા પવિત્ર વિચારો ધારણ કરવા જોઇયે

શીળ પાળવાથી આત્મબળની વૃદ્ધિ થતી હોવાથી શીળવાન પુરૂષનુ શરીર પૂર્ણ નિરોગી અને તેજસ્વી રહે છે, તેવો પુરૂષ વીજળીના માફક બીજાના મન પોતા તરફ ખેચી શકે છે, તે પુરૂષના નિર્મળ મનોબળનુ એટલુ જોર વહે છે કે તે જેનુ ભલુ ઇચ્છે છે, તેનુ બનતા સુધી ભલુ જ થાય છે.

દયા અને શીળ એ બે મહાન ગુણોના આપણે જે ટલા વખાણ કરીયે તેટલા થોડા છે આ બે મહાગુણો જો આપણા મનમા વાસો કરે તો આપણે ખરા ભાગ્યશાળી થઇ ઉત્તમ કાર્યો કરી આપણુ જ મ કૃતાર્થ કરી શકીયે

જગતમા જે જે મહાપુરૂષો ગણાયા છે, તેઓ આ બે ગુણોના પ્રતાપે જ તેવુ માન પ્રાપ્ત કરી શક્યા છે. માટે જે પુરૂષો જન્મથી માંડીને જીવિત પર્યંત નિર્વિકાર રહી ઉત્તમ બ્રહ્મચર્ય પાળે, ગમે તેટલા સ્રીઓના હાવ ભાવમા પણ જેઓ અડગ રહે તેવા પુરૂષો જગતમા રાવ કોઇને નમવા યોગ્ય થાય તેમા શી નવાઇ!

આપણા જૈનમા આવા સર્વોત્તમોત્તમ પુરૂષોની પંક્તિમા

શ્રી નેમિનાથ નામના બાવીશમા તીર્થંકર તથા જંબુસ્વામિના નામ જગજાહેર રહ્યાં છે.

હવે ગ્રંથકાર ઉત્તમોત્તમ પુરૂષનું સ્વરૂપ વર્ણવે છે;—

एवं विहजुवइगओ–जो रागी हुज्ज कहवि इगसमयं,
बीयसमयंमि निंदइ–तं पावं सव्वभावेणं ॥ १७ ॥
जम्मंमि तम्मि न पुणो–हविज्ज रागो मणंमि जस्स कया,
सो होइ उत्तममुत्तम-रूवो पुरिसो महासत्तो ॥ १८ ॥

અર્થ.

એવા પ્રકારની (સર્વોત્તમ રૂપવાળી) સ્ત્રીઓની વચ્ચે રહ્યો થકો જે પુરૂષ કદાચ કોઇ પ્રકારે માત્ર એક ક્ષણભર મનમાં ડોલાયમાન થાય, પણ અકાર્યમાં નહિ ફસતાં તરત સાવચેત થઈ) બીજા ક્ષણે તે (માનસિક) પાપને પૂર્ણ ભાવથી નિંદે (૧૭) અને ફરીને તે જન્મમાં ક્યારે પણ તેના મનમાં તેવો રાગ ઉત્પન્ન ન થાય તે પુરૂષ ઉત્તમોત્તમ જાણવો, તે પણ મહા બળવાન્ જ ગણાય છે. ૧૮

ભાવાર્થ.

જે પુરૂષને, સ્ત્રી તરફ જન્મથી જીવિત પર્યંત સુદ્ધા સંકલ્પ માત્ર પણ મનોવિકાર નહિ થાય તે સર્વોત્તમોત્તમ પુરૂષ ગણવો એમ પૂર્વે કહી બતાવ્યું. હવે જે પુરૂષે જન્મથી જીવિત પર્યંત બ્રહ્મચારીપણું જાળવી રાખેલું હોય, છતાં તેને અમુક એકાદા ક્ષણે સહજ પણ એક વાર માનસિક વિકાર આવી ગયો હોય છતાં તે તેને

તરત દાબી દઈને પોતાનું શીલ અખંડપણે રાખી શક્યો હોય તો તે પુરૂષ પણ મહા સત્વવાન્ જ સાબિત થતો હોવાથી ઉત્તમોત્તમ પુરૂષ તરીકે ગણાય. દાખલા તરીકે નેમિનાથ ભગવાન્‌ના ભાઈ રથનેમિ બાળબ્રહ્મચારી રહી દીક્ષા પાળતા હતા તેમને એક વેળા પોતાની ભભી રાજીમતીનું અદ્‌ભુત રૂપ જોઈ ક્ષણભર તે તરફ માનસિક રાગ ઉત્પન્ન થયો, પણ રાજીમતીના બોધથી તરત તેમનું મન શાંત થતા પોતાના અવિચારી કામ રાગને ધિક્કારીને તેઓ બીજે ક્ષણે જ પવિત્ર થયા અને જીવિત પર્યંત નિર્વિકાર રહી મુક્તિપદ પામ્યા. આવા પુરૂષો પણ જગતમા ઘણા થોડા હોય છે, માટે તેઓ ઉત્તમોત્તમ ગણાય એ વાજબી જ છે.

ટુંકામા કહીયે તો કોઇ વેળા પણ નહિ ભૂલવું એ પહેલે નંબરે છે. અને કદાચ મન ડોળાય તો પણ તરત ચેતી તે ભુલ સુધારી લેઈ ફરી ન ભૂલવું એ બીજે નંબરે છે છતા એટલું યાદ રાખવાનુ છે કે ભયંકર ભૂલ ન થવી જોઇયે, કારણ કે સહજ ભૂલ ભુસાવી નખાય પણ ભયંકર ભૂલ ભુસાવાતી નથી

આપણા મનમા કંઈ ભુંડો વિચાર ભરાયો કે તરત તેને દબાવી દેવા સાવચેત રહેવું જોઇયે તે લાંબો વખત આપણા હૃદયમા ભરાઈ બેસે તો ભયંકર ભૂલનું સાધન થઈ પડે છે માટે ભુંડા વિચારો આપણા મનમા દાખલ થતા જ અટકાવવા જોઇયે

## વિચાર બળની આચાર તરફ અસર.

આપણી સારી અથવા નરસી વર્તણુંકનો આધાર આ પણ સારા કે નરસા વિચારોપર રહેલ છે. જો આપણા હૃદયમાં પવિત્ર વિચારો રહેતા હોય તો આપણો આચાર પોતાની મેળે પવિત્ર રહે છે, અને જો આપણા હૃદયમાં દુષ્ટ વિચારોનો પ્રવાહ વહેવા માંડે તો આપણે મોડે વહેલે દુષ્ટાચારમાં ફસી પડીશું એમાં શો સંદેહ છે. માટે આપણું વિચારબળ પવિત્ર રાખવાની આપણને ખાસ અગત્ય છે.

વિચારબળનું બીજું નામ ભાવના છે. ભાવના બે પ્રકારની છે;—શુભ ભાવના અને અશુભ ભાવના, પૂર્વે વર્ણવેલી મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ્ય એ શુભ ભાવના છે, અને ક્રોધ, માન, માયા અને લોભ એ દુર્ગુણોના જોરે કરવામાં આવતો દરેક વિચાર એ અશુભ ભાવના છે.

શુભ ભાવનાવાળા અંતઃકરણમાં શુભ ધ્યાન કરી શકાય છે અને અશુભ ભાવનાથી મલિન થયેલા અંતઃકરણમાં દુર્ધ્યાન ચાલુ રહે છે.

ધર્મધ્યાન અને શુકલધ્યાન એ શુભધ્યાન છે અને આર્ત્ત અને રૌદ્રધ્યાન એ દુર્ધ્યાન છે.

ધર્મ સબંધી ખરા મુદ્દાઓ ઉપર ચિત્ત ચોડીને એકાગ્રતાથી ચિંતન કરવું તે ધર્મ ધ્યાન છે. અને નિરજન નિરાકાર એવા આપણા આત્મ સ્વરૂપનું ચિંતન કરવું તે શુકલ ધ્યાન છે.

મદ, મત્સર, અહંકાર વગેરેના આવેશમાં અથવા કામના આવેશમાં ચિંતાતુર કે શોકાતુર થઈ ચિત્તના અશાંત થવું તે આર્ત્ત ધ્યાન છે, અને પરનું ભુંડું કરવાના ચિંતન કરવા એ રૌદ્ર ધ્યાન છે

આવા ઉત્તમ સ્ત્રી પુરૂષો અલ્પસંસારી હોય છે તેઓ ધર્મના ખરા સ્વરૂપને સમજનાર હોવાથી સુશીળ અને ચાનવાન રહી ગુણાનુરાગ ધરતા થકા શાંતિભાવથી રહીને પોતાનું તથા પરનું કલ્યાણ કરતા રહે છે.

માટે બાળલગ્નો કે જેના યોગે આપણી પ્રજા બળબુદ્ધિથી હીન થતી જાય છે તેમને બંધ પાડી આપણા બાળબાળિકાઓને ઉત્તમ કેળવણીથી સુશિક્ષિત કરવાને યોગ્ય પ્રયાસ કરવાના જોઈયે, તેઓને ધર્મની ઊંડી સમજ આપીને નીતિમાન્ કરવા જોઈયે, કે જેથી તેઓ જ્ઞાનવાન્ ધ્યાનવાન્ તથા સુશીળ રહી ભાતૃભાવથી સ્વપરના હિતાર્થે પ્રવર્તીને આ દુર્લભ મનુષ્યભવ કૃતાર્થ કરી શકે.

હવે ગ્રંથકાર મધ્યમ પુરૂષનું સ્વરૂપ વર્ણવે છે —

મૂળગાથા

पुरिसत्थेसु पवट्टइ—जो पुरिसो धम्मअत्थपमुहेसु,
अन्नुन्न मबाबाह—मज्झिमरूवो हवइ एसो ॥२१॥

અર્થ —

જે પુરૂષ ધર્મ અર્થ, અને કામ એ ત્રણે પુરૂષાર્થને અરસપરસ બાધ ન આવે તે રીતે તેમાં પ્રવર્ત્તે તે મધ્યમ પુરૂષ જાણવો ૨૧

## ભાવાર્થ.

ઉત્તમ પુરૂષના ત્રણે ભેદનું સ્વરૂપ કહી બતાવ્યુ, તેમાં બાળબ્રહ્મચારી તીર્થંકરથી માંડીને ઉત્તમ શ્રાવક સુધીના પુરૂષોને તે પદમાં સ્થાપિત કર્યા, હવે શેષ જીવોમાં પણ જે માર્ગાનુસારીજનો છે, અને સદાચારમાં પ્રીતિ રાખે છે તે મધ્યમ પુરૂષો તરીકે ગણી શકાય. માર્ગાનુસારિના પાંત્રિશ ગુણોમાંનો એક ગુણ એ છે કે "ત્રણે પુરૂષાર્થને પરસ્પરસ બાધા નહિ આવે તે રીતે સાધન કરવા" આ ગુણ ગ્રંથકારે યાદ કરાવીને તેના પાંત્રીશે ગુણોનું આપણને સ્મરણ કરાવ્યુ છે.

માર્ગાનુસારિ પુરૂષ તે એ કે જે ગમે તે મતમાં રહેલો હોય છે, છતાં તેને બાજા મતવાળા તરફ મત્સર કે ઇર્ષા હોતી નથી, અને એ રીતે જે ગુણાનુરાગી રહીને સર્વ દર્શનો તરફ પ્રેમનજરથી જોઇ શકે, તથા ગુણાનુરાગી રહીને સર્વ ધર્મોમાંથી સાર ગ્રહણ કરતો રહી સદાચરણી થઇને વર્ત્તે તે પુરૂષને દુરાગ્રહ હોતો નથી, તેથી તે માર્ગાનુસારી ગણાય છે.

માર્ગાનુસારી પુરૂષ સર્વ ધર્મો તરફ સમાનદૃષ્ટિ રાખીને ધર્મના મૂળતત્ત્વો શોધે છે. તેના મનમાં કોઇ દર્શન તરફ દ્વેષ હોતો નથી. તેને ગુણો ઉપર ભારે પ્રેમ રહે છે. તે પુરૂષ નીતિમાન્ હોઇને ભ્રાતૃભાવની લાગણીથી વર્ત્તનો હોવાથી પરમાર્થે જૈનમાર્ગની પદ્ધતિની નકલ કરતો હોવાથી માર્ગાનુસારી એટલે પોતાની મેળે જૈનમાર્ગની પવિત્ર નીતિને અનુસરનાર હોય છે.

પાતંજળ યોગના માર્ગને અનુમાર્ગ અથવા આ જકાલ ચારે બાજુ ફેનાતો પામેલી થિઓસોફિ નામની મંડળીમાં જોડાયલા ઘણા સજ્જનો માર્ગાનુસારીના પગે લાયકના છે થિઓસોફિનો મુખ્ય સિદ્ધાંત "બધા સાથે ભ્રાતૃભાવ રાખવો" તેમાં છે અને તે ઘણો વખાણવા યોગ્ય તથા જૈનના મૂળ સિદ્ધાંતને તદ્દન મળતો જ છે

આ સિવાય આજકાલ તો સર્વે સુધરેલા દેશોમાં ધર્મ બાબત સહનશીળતા વધતી જાય છે અને જૂદા જૂદા ધર્મો છતાં પરસ્પર પ્રેમભાવ રાખીને સદ્‌ગુણો ગ્રહણ કરવાની પદ્ધતિ દાખલ થતી જાય છે તે માર્ગાનુસારિ જનોના પદ્ધતિના પ્રસારની અચૂક નિશાની છે

ચીકાગોની ધર્મસમાજમાં સર્વ ધર્મોના નિબંધો વચાયા હતા અને તેમાંથી સાર ગ્રહણ કરવામાં આવ્યું હતું એ થોડામાં મોટી આનંદની વાત છે માર્ગાનુસારિપણાની પદ્ધતિનો જેમ જેમ પ્રસાર થશે તેમ તેમ ધર્મ સબંધી રગડા ઝગડા દૂર થઈ શાંતિભાવ વધવાનો સંભવ છે

માર્ગાનુસારિના પાંત્રીશ ગુણોમાં આખું નીતિશાસ્ત્ર સમાઈ જાય છે, માટે અહીં તેમનો ટુંકામાં સાર આપીયે છીયે તે આ પ્રમાણે ઃ—

૧ ન્યાયથી ધન કમાવવું

૨ અન્યગોત્રના સમાન કુળશીળવાળાને ત્યાં કન્યા લેવી દેવી

૩ શિષ્ટાચાર એટલે નીતિમાર્ગની પ્રશંસા કરવી

૪ કામક્રોધ લોભ મોહમદ હર્ષ નામના ૭ દુશ્મનોને કાબુમાં રાખવા.

૫ ઇંદ્રિયોને વશમાં રાખવી.

૬ લોકના અપવાદથી બીના રહી પાપથી દૂર રહેવું.

૭ દેશાચાર તથા કુળાચારનું ઉલ્લંઘન ન કરવું.

૮ કોઇની પણ નિંદા ન કરવી.

૯ સત્પુરૂષોના વખાણ કરવા.

૧૦ ઘરમાં જવા આવવાના અનેક દ્વાર ન રાખવા.

૧૧ અપવિત્ર સ્થાનમાં ઘર નહિ વસાવવુ.

૧૨ અતિગુપ્ત સ્થાનમાં નહિ રહેવું.

૧૩ અતિ પ્રગટ સ્થાનમાં પણ નહિ રહેવું.

૧૪ સત્સંગ કરવો.

૧૫ માતાપિતાની આજ્ઞા પાળવી.

૧૬ જયાં કંઈ પણ ઉપદ્રવ ચાલુ હોય ત્યાંથી દૂર રહેવું.

૧૭ શાસ્ત્ર શ્રવણ કરવું.

૧૮ અજીર્ણ થતાં ભોજન નહિ લેવું.

૧૯ અકાળે ભોજન નહિ લેવું.

૨૦ આવકના પ્રમાણમાં ખરચ રાખવું.

૨૧ ધર્મ અર્થ અને કામ એ ત્રિવર્ગને અરસપરસ બાધ ન આવે તેમ સાધવા.

૨૨ અતિથિ સત્કાર કરવો.

૨૩ ગુણો ઉપર પ્રીતિ રાખવી.

૨૪ ગુણિ જનનો પક્ષ કરવો.

ન્યદર્શની હો, પણ જેનો આત્મા સમભાવવાન્ હોય તે મુક્તિ મેળવે છે તેમાં સંદેહ નથી.

'સમભાવવાળાની દૃષ્ટિ ગુણગ્રાહી રહે છે, તેથી તે ગુણાનુરાગી બને છે. ગુણાનુરાગી પુરૂષમાં સદ્ગુણો મજબુત થતા જાય છે અને એ રીત તે સમદર્શી પુરૂષ ધર્મના મૂળસિદ્ધાંતોને ગ્રહણ કરી ઊંચી પદવીએ ચડે છે. તેથી તે નામે જૈન નહિ છતાં પરમાર્થે જૈન બનીને મુક્તિ મેળવે છે.

આ જૈનનો સિદ્ધાંત બહુ ઉદાર છે. આ સિદ્ધાંત પૂરી રીતે સમજવાને બહુ ઊંડી નજરની જરૂર છે. આવી ઉદારતા હોવાથી જ જૈનધર્મની ઊંડી શૈળી કેવળ ગુણવૃદ્ધિમાં જ સમાય છે, પક્ષપાત અથવા મતના આગ્રહથી તે તદ્દન નિરાળી જ રહે છે. ખરો જૈની પુરૂષ સત્ય સાથે કદાપિ વૈર નહિ ધરશે. ટુંકામાં કહીયે તો જે સત્ય તે જૈન એમ જૈનની વ્યાખ્યા કરી શકાય.

હવે આ માર્ગાનુસાર પુરૂષને મધ્યમ કેમ ગણવામાં આવ્યું તે બાબત તપાશીયે. માર્ગાનુસારિજનો ધર્મ અર્થ તથા કામને એક બીજામાં હરકત ન આવે તેમ સાધતા હોવાથી નિઃકેવળ પરોપકારજ કર્યા કરે તેમ હોતું નથી, કિંતુ સ્વાર્થને તથા પરમાર્થને સાથે સાથે જ સાધે છે, તેથી તેઓ મધ્યમ જ ગણાય છે. નીતિમાર્ગમાં એ હદ બાંધી છે કે સ્વાર્થ સાથે પરાર્થ સાધવો, જ્યારે ધર્મ સિદ્ધાંત આગળ વધી બોધે છે કે સ્વાર્થને જતો મેલી પરાર્થ સાધવો. તેથી ધર્મસિદ્ધાંત ઉત્તમ માર્ગનો બોધ કરે છે, ત્યારે નિતી-

માર્ગ મધ્યમમાર્ગે દોરે છે, માટે તે પ્રમાણે પ્રવર્ત્તનાર પુરૂષોને મધ્યમ ગણ્યા એ બરોબર જ છે.

નીતિના નિયમે જોતા ગૃહસ્થને ત્રણે પુરૂષાર્થ સરખી રીતે સાધવાની જ જરૂર છે, તેમ કર્યા શિવાય ગૃહસ્થાશ્રમ નકામો થઇ પડે છે ગૃહસ્થાશ્રમમાં રહેનારે ધર્મ સાચવીને ધન કમાવવું અને ધન કમાવીને તેનો ઉપભોગ કરવો. એમ કરવાથી જ ગૃહસ્થાશ્રમની શોભા જળવાઈ શકે છે.

વળી એથી એમ પણ સુચન કરાય છે કે ગૃહસ્થે ધર્મ કરવાના વખતે ધર્મ કરવો, ધન કમાવવાના વખતે ધન કમાવવું, અને કામના વખતે કામ સેવન કરવું કે જેથી નિયમિત વખતે નિયમિત કામ કરવાથી કોઇને બાધ ન આવે. છતા કારણ પ્રસંગ એક બીજાને બાધા આવે તોપણ ધર્મને બાધિત નહિ કરવો કારણ કે ધર્મ સાચવવાથી અર્થ અને કામ મોડા વહેલા પણ મળી રહે છે ટુંકામાં કહિયે તો પ્રમાણિક પણે પૈસા કમાવી તેનો સદુપયોગ કરવો એ નીતિસિદ્ધાંત છે.

હવે ગ્રંથકાર આ ચાર પ્રકારના ઉત્તમ તથા મધ્યમ પુરૂષોના ગુણોની પ્રશંસા કરનારનું ફળ કહી બતાવે છે

મૂળગાથા.

एएसि पुरिसाणं–जइ गुणगहणं करेसि बहुमाणा,
तो आसन्नसिवसुहो–होसि तुम नत्थि संदेहो ॥२०॥

અર્થ

એ ચારે પ્રકારના પુરૂષોના ગુણોની જે તું બહુમાન

ધરી પ્રશંસા કરીશ, તો તું નજીકમાં જ મુક્તિસુખ મેળવીશ, તેમાં કશો સંદેહ નથી.

ભાવાર્થ.

સજ્જન પુરૂષોના ગુણોની સ્તુતિ કરવાથી અને તેમના તરફ બહુ માન ધરવાથી પરમાર્થે આપણે ગુણોની જ તરફદારી કરીયે છીયે એ ખુલ્લું છે. આ રસ્તે ગુણો તરફ આપણું શરૂઆતમાં લક્ષ ચોટે છે, અને હળવે હળવે તે તરફ આપણી પ્રીતિ વધતી જાય છે, જેના પરિણામે આપણે આખરે તેવા જ ગુણવાન્ બનીયે છીયે, અને જેવા ગુણવાન બન્યા કે આપણના ઉપર પડતા દુ:ખો અને વિઘ્નો દુર નાશે છે, અંતે પરમસુખ તથા પરમકલ્યાણ નજીક આવે છે એ બાબતમાં કશો સંદેહ નથી.

આ સ્થળે વિશેષમાં એ જણાવ્યું છે કે ગુણિજનોના ગુણોની પ્રશંસા પણ બહુ માનપૂર્વક અર્થાત્ ફક્ત શબ્દોથી જ નહિ, પણ આપણા અંતઃકરણમાં તેઓ તરફ પ્રેમ ધારણ કરીને જ કરવી જોઇયે. કારણ કે ખરી લાગણી શિવાય ઉપર ટપકેથી કોઇ પણ કાર્ય કરવામાં આવે તો તેમાંથી પરમાર્થની સિદ્ધિ થઇ શકતી નથી. પરમાર્થ સાધવા માટે ખરા ભાવની જ જરૂર છે. દરેક ધર્માનુષ્ઠાનમાં અંતરની લાગણી હોય તો જ તે સફળ થાય છે. માટે શાસ્ત્રકારો વારંવાર ભલામણ આપે છે કે દરેક ધર્મકરણી કરતાં આપણા હૃદયમાં વિશુદ્ધભાવ રાખવો. ધર્મશબ્દની વ્યાખ્યા કરતાં શ્રીમાન્ હરિભદ્રસૂરિએ હૃદયની પવિત્રતાને જ ધર્મ તરીકે ગણી છે. તેમણે ધર્મનું આ પ્રમાણે લક્ષણ આપ્યું છે કે.

पुण्यबुद्धिमत् चित्त धर्म्म.

અર્થાત્ પવિત્ર વિચારોના જોરથી સંયુક્ત થએલું અને પાપિષ્ટ વિચારો દૂર થવાથી વિશુદ્ધ બનેલું જે અંતઃકરણ તે જ ધર્મ છે

માટે આપણા હૃદયમાં ભરાઈ બેઠેલા મદ અને મત્સર વગેરે દુર્ગુણોને દૂર કરીને તેમાં પવિત્રભાવ ધારણ કરવો જોઇયે.

આ જમાનામાં ધર્મનું મર્મ સાંભળવાને પણ કેટલા ગુણ વાળો પુરૂષ અધિકારી ગણાય, તે માટે શ્રી જિનવલ્લભ સુરિએ સંઘપટ્ટ નામના ગ્રંથમાં નીચે મુજબ કહેલું છે—

कल्याणाभिनिवेशवा निति गुणग्राहीति मिथ्याप्रथ,
प्रत्यर्थीति विनीत इत्यशठ इत्यौचित्यकारीतिच,
दाक्षिण्यीति दयीति नीतिमृदिति स्थैर्यीति धैर्यीति स,
द्धर्मार्थीति विवेकवा निति सुधी रित्युच्यसे त्वं मया

આ કાવ્યનો ભાવાર્થ આ પ્રમાણે છે કે જે માણસને પોતાનું કલ્યાણ સાધવા માટે સખત લાગણી નહિ હોય તેને ઉપદેશ કર્યાથી શો ફાયદો થાય કદાચ તેને કલ્યાણ સાધવાની સખત લાગણી હોય, છતાં તે ગુણગ્રાહી નહિ હોય તો તેને કહેલું પણ નકામું જાય, વળી તે ગુણગ્રાહી છતાં પણ જુઠી વાતો તરફ તિરસ્કાર બતાવનાર ન હોય તો તેને સમજાવવું પણ નકામું છે, કદાચ જુઠાનો તિરસ્કાર કરનાર છતાં અવિનીત હોય તો તે પણ સંભળાવવાને અયોગ્ય જ છે

વિનીત છતાં કપટી હોય તો પણ અયોગ્ય ગણાય, નિષ્કપટી છતાં સત્યતાહીન હોય તો પણ ન ચાલે, સત્ય છતાં ગળ્યો ન ગળે તેવો કઠોર હોય તો પણ અયોગ્ય જાણવો, પરગજુ છતાં અજિતેંદ્રિય હોય તોપણ તે અયોગ્ય જ છે, જિતેંદ્રિય છતાં અનીતિમાન હોય તો તે નકામો છે. નીતિમાન છતાં અસ્થિર સ્વભાવવાળો હોય તો શા કામનો, સ્થૈર્યવાળો છતાં હિમ્મતહીન હોય તોએ અયોગ્ય જ ગણાય, હિમ્મતવાન છતાં ખરા ધર્મતરફ બે દરકાર હોય તો શા કામનો, ખરા ધર્મનો હિમાયતી છતાં નિર્વિવેક હોય તો નકામો છે, વિવેકી છતાં તીક્ષ્ણબુદ્ધિ વગરનો હોય તો શા કામનો. માટે જે કલ્યાણાકાંક્ષી, ગુણગ્રાહી, જુઠને ધિક્કારનાર, વિનીત, નિષ્કપટી, સત્ય, પરગજુ, જીતેંદ્રિય, નીતિમાન, ઠાવકા મનવાળો, હિમ્મત બહાદુર, ખરા ધર્મનો અર્થી, વિવેકી, અને બુદ્ધિમાન હોય તેને જ ધર્મનું મર્મ સમજાવવું જોઇયે. આ રીતે સાંકળમંત્ર ચૌદ ગુણોવાળો જે પુરૂષ હોય તે પુરૂષ ધર્મના ખરા મર્મને સાંભળીને તેનું ગ્રહણ કરી શકે છે, માટે આપણે ધર્મ કરવા ઇચ્છા હોઇયે તો પહેલાં સદ્ગુણી થવું જોઇયે. સદ્ગુણો ધારણ કરવા શિવાય ધર્મી થવાના જેટલા ડોલ ઘાલિયે તેટલા પરિણામે નિષ્ફળ ઉતરે છે.

એટલા માટે સદ્ગુણ અને સદ્ગુણી પુરૂષો તરફ પ્રેમ ભાવ ધરીને તેમના ગુણોની વારંવાર પ્રશંસા કરતા રહી પોતે ગુણવાન બનવા યત્ન કરવો જોઇયે,

હવે અધમ તથા અધમાધમ પુરૂષો તરફ શી રીતે વર્ત્તવું તે બતાવે છે;—

મૂળ ગાથા

पासत्थाइसु अहुणा—संजमसिढिलेसु मुक्कजोगेसु,
नो गरिहा कायव्वा—नेव पसंसा सहामज्झे ॥२३॥

અર્થ

આજકાલ સંયમ પાળવામાં ઢીલા પડેલા યોગ ક્રિયા હીન પાર્શ્વસ્થ વગેરે યતિવેષ ધારી જનોની બાબતમાં સભા વચ્ચે નહિતો તેમની નિંદા કરવી અને નહિ પ્રશંસા કરવી. ૨૩

ભાવાર્થ.

સંયમ લઇને તે નહિ પાળે અને અનાચારમાં ફસી પડે તે પુરૂષ અધમ કરતા પણ અધમ ગણાય આજકાલ આપણા જૈનસંપ્રદાયમાં જેઓ બાહેરથી સાધુપણાના ડોળમાં રહી અંદરથી તદ્દન અનાચાર નિમગ્ન રહેનાર હોય છે, તેઓ પાસત્થા એટલે હીનાચારી જાણવા.

હીનાચારી હોવાથી એવા જનો પરસ્ત્રી ગમનરૂપ અનાચાર સેવવાના યોગ કરીને અધમ કરતા પણ અધમ ગણાય તેમાં શી નવાઈ!

એવા જનોની પ્રશંસા કરવી એ અનાચારની પ્રશંસા કરવા બરોબર પાપ છે, તેથી તેમની પ્રશંસા નહિ કરવી એ વાજબી છે તેવુંજ ખરા ભર સભામાં તેમની નિંદા કરવી એ પણ બુરૂં કામ છે તેથી તેવા જનો તરફ ઉદાસ ભાવ ધારણ કરી આપણે આપણું માનપણ જાળવવું.

આવા શીળહીન અનાચારી પુરૂષોના સાથે વધુ પરિ

ચય નહિ રાખતાં તેમના પ્રશંસા અગર નિંદા કરવાના પ્રસંગને જ નહિ જગાડવો, એ સૌથી સલામત રસ્તો છે. કારણ કે તેમની નિંદા કરવાથી તેઓ કંઇ સુધરે એમ માનવું ભૂલ ભરેલું છે, માટે એવા અધમાધમ જનોની પણ નિંદા કરવાથી દૂર જ રહેવું જોઇયે. સૌ પોતપોતાનાં ભલાં ભુડાં કર્તવ્ય માટે પોતે જ જોખમદાર છે.

ત્યારે એવા જનોને સુધારવા માટે આપણે શો યત્ન કરવો તે ગ્રંથકાર કહી બતાવે છે;—

મૂળગાથા.

काऊण तेसु करुण—जइ मन्नइ तो पयासए मग्गं,
अह रूसइ तो नियमा—न तेसि दोसं पयासेइ ॥२४॥

અર્થ:—

તેઓપર કરૂણા લાવીને જો તેઓ માને એમ હોયતો ખરો રસ્તો બતાવવો, પણ જો તેમ કરતાં તેઓ ગુસ્સે થાય તો ખચિત આપણે તેમના દોષ નહિ પ્રકાશવા. ૨૪

ભાવાર્થ:—

એવા હીનાચારિ જનો તરફ પણ આપણે કરૂણા દૃષ્ટિ રાખવી જોઇયે. તેઓ જો આપણી વાતપર ભરોંસો રાખી તે માન્ય કરશે એમ સંભવ હોય તો તેમને ખરો માર્ગ શો છે તે સમજાવી સુધારવા જોઇયે. દ્વેષભાવ રાખી કોઇની નિંદા કરવા કરતાં તેના તરફ કરૂણા દૃષ્ટિ રાખી ખરી વાત સમજાવી હોય તો અલબત તે વાત તેના ગળે ઉતરવા ધ્રુવ સંભવ છે.

ગમે તેવા વિકરાળ પશુઓ પણ તેમના તરફ હેત ણ તાવ્યાથી નરમ પડે છે, અને કેળવાઇ શકાય છે, ત્યારે મ નુષ્ય પ્રાણીપર હિતબુદ્ધિ રાખ્યાથી અલબત તેનાપર સારી અસર થાય તેમા નવાઇ નથી.

હિતબુદ્ધિથી ખરો માર્ગ બતાવવો એ આપણી ખાસ ફરજ છે. ત્યા ખરો માર્ગ નીચે મુજબ સમજાવવો જોઇયે

આ અતિદુર્લભ મનુષ્યભવ પામવાનો સાર એ છે કે આપણે એમા કઇ પણ સુકૃત કરવુ એટલા માટે જો આ પણાથી સયમ પાળી શકાય તો તે પાળવુ એ સૌથી ઉ ત્તમ માર્ગ છે કદાચ ઉગ્ર સયમ આપણાથી નહિ પાળી શકાય તોપણ શ્રીમ ગથી દૂર રહી અનાચારમા નહિ રમવુ એતો આપણી ખાસ ફરજ છે સામાન્ય સજ્જન પણ તે જ ગણાઇ શકાય કે જે સુશીળ હોય ત્યારે આપણો ધર્મગુરૂ કહેવાઇ અનાચાર સેવીયે તો તે મહા પાપ છે, જ્યા સુધી આપણે બીજા ગુણોથી હીન છતા પણ બ્રહ્મચર્યમા અખડ હોયે ત્યા સુધી ધર્મગુરૂ હોવાનો આપણો દાવો યોગ્ય ગ ણાય, પણ બ્રહ્મચર્યથી ભ્રષ્ટ થયા તો આપણે કોઇ રીતે ગુરૂપદને યોગ્ય નથી આપણાથી જો શીળ નહિ જ પા ળી શકાય તેમ હોય તો જૈનવેષ છોડી દૂર દેશાતરમા જઇ યોગ્ય રીતે સ્ત્રી પરણીને ગૃહસ્થ થઇ રહેવુ વાજબી છે, પણ સાધુપણાના ડોળમા રહી અથવા ગુરૂપદ ધરાવી છાની રીતે પરસ્ત્રી ગમન રૂપ મહાપાપ ચલાવવુ એ અધમમા અધમ કર્તવ્ય છે ઉત્તમ બ્રહ્મચર્ય અને સત્યવક્તાપણુ એ

ધર્મગુરૂના ખાસ લક્ષણ છે. તે લક્ષણથી આપણે કદાપિ ભ્રષ્ટ થવું જોઇયે નહિ, છતાં બ્રહ્મચર્ય નહિં પળાય તો છાનો અનાચાર નહિ ચલાવતાં નીતિમાર્ગ કાયમ રાખી સદ્ગૃહસ્થ થઇને સ્વદાર સંતોષી થવું એ સારૂં છે એથી આદિમાં અલબત આપણી વધુ નિંદા થશે, પણ પરિણામે આપણે નિષ્કપટ સાબિત થવાથી અનાચારમાં ફસતાં અટકીશું.

આ રીતે તેમને સમજ આપ્યા છતાં જો તેવા જનો આપણા તરફ ઉલટા ગુસ્સે થાય તો આપણે મૌન રહી જવું, પરંતુ તેઓના દોષો નહિ પ્રકાશવા.

આ ઉપરથી કોઇને પણ કેળવણી અથવા શીખામણ આપવાનો ઉત્તમ નિયમ એ તારવી શકાય છે કે હેતની લાગણીથી કારણ સમજાવવા પૂર્વક શીખનારના હૃદયને વશ કરીને જો કંઇ કેળવણી કે શીખામણ આપવામાં આવે તો તે તેના હૃદયમાં તરત ઉતરશે,

નાના બાળકો અને બાળિકાઓને કેળવતાં આ નિયમ શિક્ષકોએ અવશ્ય ધ્યાનમાં રાખવા યોગ્ય છે. તેમને તરછોડ.ને અથવા ગાળો ભાંડીને બોધ આપવો એ તદન અયોગ્ય છે. થએલી ભૂલ નમ્રતાથી સૂચવી તે માટે માફી બક્ષી ફરીથી નહિ ભૂલવાની ભલામણ વધુ ઉપયોગી છે. ન્યાય સાથે દયાની જરૂર છે. દયા વગરનો ન્યાય અકારો થઈ પડે છે. એથી શીખનારના હૃદયમાં ક્ષોભ થતો નથી, તેથી તે પ્રફુલ્લિત હૃદયથી મુદ્દાની વાત ગ્રહણ કરી શકે છે, અને શિક્ષક તરફ પ્રેમભાવથી આકર્ષાયો રહે છે.

મધુર વચન એ એક અમૂલ્ય વશીકરણ છે. જે માટે શાસ્ત્રમા કહેલુ છે કે—

जंपिज्जइ पियवयण दिज्जइ दाण च किज्जए विणओ,
छंदे अणुवट्टिज्जइ-अमूलमत वसीकरण ?

અર્થાત પ્રિયવચન બોલવા, દાન દેવુ, વિનય કરવો, અને સામા ધણીની મરજી સાચવવી એ જડીબૂટી તથા મત્ર વગરનુ ખાસ વશીકરણ છે

મધુર વાક્યમા એક જાતની મોહિની રહેલ છે, જે સાભળનારના હૃદયને ગળીને એટલુ નરમ કરી નાખે છે કે તેનાપર આપણો કાબુ ચોટી શકે છે.

મધુર વચનથી બોલનારનુ વાક્ય પ્રેમથી સાભળવામા આવે છે, અને પ્રેમથી સાભળેલુ વાક્ય લાગવાપર અસર કરે છે

મધુરવાણી અને મીઠી નજરની જાનવરોપર પણ જાદુઈ અસર થાય છે તેના પ્રતાપે વિકરાળ પશુઓ પણ આપણાપર હેતાળ બને છે અને આપણો હુકમ માથે ઉઠાવે છે, એ વાત આજકાલના સરકસો જોનારને ખરેખરી જણાશે ત્યારે મનુષ્ય પ્રાણીના મનને તેનાથી આકર્ષણ થાય તેમા શું કહેવાનુ છે.

માટે માબાપોએ પોતાના બાળકો તરફ મધુરભાષા વાપરવી, શિક્ષકોએ પોતાના વિદ્યાર્થીઓને મધુર વાક્યોથી વિદ્યા ગ્રહણ કરાવવી, પતિએ પોતાની પત્નીને મધુર શબ્

ખામણથી સુધારવી, અને ધર્મગુરૂઓએ તેમના શિષ્યોને મધુર ઉપદેશથી બોધ આપવો, તેમજ ધર્મજિજ્ઞાસુજનોએ એક બીજા વચ્ચે મધુરવાણીથી જ ચર્ચાપ્રશ્ન કરવા કે જેથી એક મેકને એક બીજા તરફ અપ્રીતિભાવ ઉત્પન્ન નહિ થાય અને સારગ્રહણ કરી શકાય.

હવે ગ્રંથકાર આજકાલ આ ભારતભૂમિમાં સદ્ગુણી પુરૂષોની વિરળતા થતી જોઇને તેવા પુરૂષોમાં કદાચ પૂર્વે વર્ણવેલા સર્વે ગુણો નહિ મળી શકતા હોય તોપણ તેમનામાં મળી આવતા થોડા પણ ખરેખરા ધાર્મિક ગુણના માટે તેમના તરફ બહુ માન ધરવુ જોઇયે એમ કહે છે:—

મૂળ ગાથા.

संपइ दूसमसमए-दीसइ थोवो वि जस्स धम्मगुणो,
बहुमाणो कायव्वो तस्स सया धम्मबुद्धीए. २९

અર્થ.—

આજના વિષમ વખતમાં જેના પાસે થોડો પણ ધાર્મિકગુણ દેખવામાં આવે તેના તરફ હમેશાં ધર્મબુદ્ધિથી બહુમાન બતાવતા રહેવું. ૨૫

ભાવાર્થ.

જયારે જે ક્ષેત્રપ્રદેશમાં સત્ગુણો નાશ પામતા જાય અને દુર્ગુણો વધતા જાય ત્યારે તે દેશના માટે તે વિષમ સમય કહેવાય છે. આ ભારત ભૂમિમાં પ્રથમ પૂર જોસમાં સદ્ગુણો પ્રકાશતા હતા, પણ આજે દિનપરદિન દુર્ગુણો

પ્રકાશતા હતા, પણ આજે દિન પરદિન દુર્ગુણો ફેલાતા જાય છે, માટે આવા વિષમ સમયમાં ખરેખરા ધાર્મિક ગુણો બહુ જ્વલે દૃષ્ટિગોચર થાય છે. તેટલા માટે આજ કાલ તો જેના પાસે નમૂના માત્ર થોડા પણ ખરેખરા સદ્‌ગુણ રહેલા હોય તે પુરૂષને ધન્યવાદ આપવો જોઇયે માટે થોડા ઝાઝાનો વિચાર નહિ કરતા તેના ખરેખરા તેટલા થોડા ધર્મગુણના માટે પણ તેના પુરૂષ તરફ આપણે આપણી ધાર્મિક લાગણીથી પૂજ્ય માન રાખવું જોઇયે

માટે પૂર્વે જે પાસત્થાઓ માટે ભલામણ કરવામાં આવી છે કે તેમની પ્રશંસા નહિ કરવી, તે જે વ્યભિચાર જેવા મહાન દોષથી દૂષિત હોય તેમના માટે છે, બાકી જે ઓ શીત ધર્મક્રિયામાં શિથિળ છતા પણ પૂર્ણ બ્રહ્મચારી અને સત્યવાદી હોઇ નીતિ ચુસ્ત હોય તેના યતિજનો તરફ યોગ્ય બહુમાન બતાવવામાં વાધો ભરેલુ નથી

ટુંકામાં સાર એ છે કે સજ્જનપણાની ખાતરી કરવી જોઇયે. જો કોઇપણ મતવાળો અથવા કોઇપણ ગચ્છવાળો અથવા કોઇપણ વેષવાળો સજ્જનપણાથી યુક્ત હોય તો તેના ગુણો તરફ બહુમાન બતાવવું એમાં કશો વાધો નથી માત્ર જે દુર્જન હોય તેની નિંદા પ્રશંસાથી વેગળા રહેવું, એમ કહેવાની મતલબ છે.

સજ્જનના લક્ષણો આ પ્રમાણે છે —

नेते परदूषण, परगुणं वक्तयल्पमप्यन्वहं,'

सतोषं वहते परर्धिषु परावाधासु धत्ते शुचं,
स्वश्लाघां न करोति, नो ज्झति नयं, नौ चित्य मुल्लंघय.
त्युक्तो प्य प्रिय मक्षमां न रचय त्येतत् चरित्रं सतां.

ભાવાર્થ.

જે પુરૂપ પરાયા દૂષણ બોલે નહિ, પરાયા થોડા ગુણને પણ પ્રશંસે, પરની આબાદી જોઈ સંતોષી રહે, પરને પીડા જોઈ કરૂણા ધરે, પોતાની બડાઈ કરે નહિ, નીતિમાર્ગે ચાલે, સભ્યતા સાચવે, અને ગાળો સાંભળીને પણ ગુસ્સે ન થાય તે સજ્જન જાણવો.

સજ્જનપણામાં સુશીલતા, નમ્રતા, સત્યવક્તાપણું, અને પ્રમાણિકતા એ ચાર મુખ્ય ગુણોની તો ખાસ જરૂર રહેલી છે. એ ચાર ગુણોમાંથી જો કોઇમાં એક પણ ગુણની ન્યૂનતા હોય તો તે દુર્જન ગણાશે.

આવા સજ્જન પુરૂષો જ જગતનું કલ્યાણ કરી શકે છે. તેઓ જુદા જુદા પંથમાં રહ્યા છતાં ધર્મના મૂળ તત્વને પામેલા હોવાથી સરખી રીતે આગળ વધી શકે છે. સજ્જનોનુ મન ઉદાર હોય છે. તેઓમાં મિથ્યાભિમાનનો અંશ પણ હોતો નથી. જે માટે કહેવામાં આવે છે કે;—

अयं निजः परोवेति—गणना लघु चेतसां,
उदार चरितानां तु—वसुधै व कुटुंबकं १

અર્થાત્ આ આપણો અને આ પરાયો એમ ટુંકી

અક્કલવાળા હોય તે જ ગણે છે, બાકી મહાન્ પુરુષો તો પૃથ્વી ભરને પોતાનું કુટુંબ માને છે.

જૈનના ઉત્તમ ગ્રંથોમાં આના ઉદાર ઉદ્ગારો છતાં આપણે આપણી સાંકડી નજરથી એમ માની લઇયે કે જૈન સિવાય બીજાઓમાં કોઇ સજ્જન હોઇ શકે જ નહિ, જૈનમાં પણ જે શ્વેતામ્બરપક્ષી હોય તે જ સજ્જન ગણાય, અને તેમાં પણ જે આપણા ગચ્છને માને અને તેમાં પણ જે અમુક ગુરુનો જ રાગી હોય તે જ સજ્જન ગણાય આવી રીતની ટુંકામાં ટુંકી માન્યતા કરી બેસીયે તો આગળ ધારના પ્રમાણે આપણા પોતાના અભિમાની આત્મા સિવાય બીજા કોઇને પણ આપણાથી સજ્જન ગણી અથવા કહી નહિ શકાશે

આ ઉપરથી સર્વ ગચ્છોમાં રહેલા સદ્ગુણી મુનિઓ તરફ ગુણાનુરાગ ધરવા માટે પ્રથમ ઉપદેશ કરે છે —

મૂળગાથા

जइ परगच्छि सगच्छे–जे संविग्गा बहुस्सुया मुणिणो,
तेसिं गुणाणुराय–मा मुंचसु मच्छरप्पहओ ॥ २६ ॥

અર્થ—

જો કે પરાયા ગચ્છમાં અગર પોતાના ગચ્છમાં જે વૈરાગ્યવાન્ અને વિદ્વાન્ મુનિઓ હોય તો તેમના તરફ મત્સર ભરાઈ ગુણાનુરાગ મુકતો ના. ૨૬

ભાવાર્થ

આપણા જૈનના મુખ્ય બે પક્ષ છે —શ્વેતામ્બર અને દિગમ્બર,

શ્વેતાંબરમાં પાછા બે વિભાગ છે:-મૂર્તિપૂજા માનનાર અને મૂર્તિપૂજા નહિ માનનાર મૂર્તિપૂજા માનનાર દેરાવાસી કહેવાય છે. મૂર્તિપૂજા નહિ માનનાર સ્થાનકવાસી અથવા ઢુંઢિયા કહેવાયછે. દેરાવાસીઓ પાછા જુદા જુદા ગચ્છના હોયછે:—તપા, ખરતર, આંચળિયા, પૂનમિયા, પાયચંદિયા વગેરે. થાનકવાસીમાં ૭ કોટિયા, આઠ કોટિયા, તેરાપંથી વગેરે ભેદો છે. દિગંબરોમાં પણ તેરાપંથી તથા વીસાપંથી વગેરે ભેદો છે. આ રીતે એક જૈનના અનેક ફાંટા છે, એ બધા ફાંટામાં આજ કાલ ઘણે ભાગે અરસપરસમાં મત્સર, ઇર્ષ્યા, અપ્રીતિ, કલહ, અને કુસંપ વગેરે દુર્ગુણો ફેલાયાથી અનેક તકરારો ઉભી થાય છે, અરસપરસમાં ખરાબ વિશેષણો અપાય છે, અને એક બીજાને એક બીજાના દુશ્મન માનવામાં આવે છે. આ રીતે શાંતિના બદલે અશાંતિ વધતી જોઇ સમજુ જૈનોએ તે બાબત વિચારવા યોગ્ય છે. આ અશાંતિનો મામલો અટકાવવાનો એક જ ઉપાય છે, તે એ છે કે આપણે બધા સાથે સમભાવ રાખવો જરૂરનો છે. સમભાવથી આપણે એવું જોઇ શકશું કે દરેક પક્ષમાં જેઓ સદ્‌ગુણી હશે તેમનું કલ્યાણ થનાર છે, સદ્‌ગુણો ધારણ કર્યા શિવાય કોઇ પણ પક્ષ તારી શકનાર નથી. માટે હરેક પક્ષમાં અથવા હરેક ફાંટામાં જેઓ સદ્‌ગુણી સાધુ-શ્રાવકો હોય તેમના તરફ આપણે પ્રીતિભાવ ધારણ કરવુ જોઇએ. આ કારણથીજ ગ્રંથકારે આ ગ્રંથની રચના કરી જણાય છે, અને શરૂઆતમાં મોઘમમાં કટાક્ષો કરતા જઇ આ જગોએ પ્રગટ પણે સ્વગચ્છ પરગચ્છના નામ લઇ અરસપરસ મત્સર મે-

બીને ગુણાનુરાગ ધારવાનો ઉપદેશ કર્યો છે, માટે આ ગાથા આખા ગ્રંથનો ફલિતાર્થ છે.

જૈનના આજકાલ દેખાતા જુદા જુદા ફીરકાઓ વચ્ચે એકથ જમાનનુ હોય તો તેમનુ નાની નાની વાધા ભરી બાબતોમા ચોટી બેસેલુ લક્ષ્ય ત્યાંથી ખેંચીને તદ્દન વાંધા વગરના સર્વ માન્ય સદ્ગુણો તરફ વાળવું જોઇયે. આ હેતુ સિદ્ધ કરવા માટે સર્વ જૈન સાધારણ એક ઉત્તમ જૈન કોલેજ સ્થાપવી જોઇયે, અને તેમા તકરારી બાબતોને કોરાણે મેલી કેવળ સદ્ગુણોનો જ ઉત્તમ બોધ આપી દરેક વિદ્યાર્થીને ગુણાનુરાગી બનાવવાનો યત્ન કરવો જોઇયે.

જ્યા સુધી આપણામા તકરારી બાબતો તરફ વધુ લક્ષ્ય રહેશે ત્યા સુધી કુસંપનો નાશ થવો મુશ્કેલ છે, અને કુસંપનો નાશ થવા સિવાય આપણી ઉન્નતિ થવી દુર્ઘટ છે માટે તકરારી બાબતો તથા ફાટ પડતી બાબતોને તાણી તાણીને વિસ્તારમા લાવવા કરતા કોરાણે મેલી સર્વ માન્ય અને ખરા સત્ય તરીકે સિદ્ધ રહેલી સદ્ગુણોની જ કથા વિસ્તારવાની જરૂર છે

આજ કાલ લોકોનુ લગભગ ઘણુ દ્રવ્ય ક્રિયા તથા દ્રવ્ય તપરૂપ દ્રવ્ય ધર્મ તરફ ઘેરેલુ છે તેથીજ ભાવધર્મ તદ્દન દુર્લભ છે દાખલા તરીકે બે વખત દ્રવ્ય સામાયિક કરવા સૌ તૈયાર થશે પણ સમતા ગુણ ધારણ કરવા રૂપ ભાવ સામાયિકને તો વિરલા જ પાળશે. એવીજ રીતે ઉપવાસરૂપ દ્રવ્ય તપ કરવા કરાવવા મથશે, પણ વિનય કે સ્વાધ્યાય

રૂપ અભ્યંતર તપ તો કોઇક જ પકડશે. દયાના ખરડામાં મોટી રકમ ભરી આપશે, પણ કન્યા વિક્રય કરતાં નહિ અટકશે. લીલોતરી ખાવાની બાધા લેશે, પણ જુઠું બોલવાની જરૂરી બાધા નહિ લેનાર. રાત્રિ ભોજનની બાધા લઇ શકશે, પણ હરામનું ત્યાગ તો વિરલા જ કરનાર. દેવ દર્શન કરવા તત્પર રહી શકશે, પણ મા બાપના વિનયમાં કાચા. દેવ પૂજા કરશે, પણ દેવની આજ્ઞા પાળતાં હુઠી જશે. માળા જપશે પણ પરનિંદામાં પૂરા. ખમતખામણા કરશે પણ વૈર લેતાં નહિ ભૂલે. કપાળે તિલક રાખશે પણ વિશ્વાસીને ઠગશે. સાધર્મિ ભોજનમાં હજારો રૂપિયા ખરચશે, પણ પોતાના જ પુત્રોને ભણાવવાનું ખરચ પુરૂં પાડતાં ડરશે. આના અનેક દાખલા મળી શકે છે. તેથી જ લોકોમાં દ્રવ્ય ક્રિયાનો જો કે વધારો થએલો દેખાય છે, બાહેરથી ધર્મની ઉન્નતિ થતી જણાય છે, પણ સદ્ગુણોરૂપ ખરા ધર્મનો દિવસે દિવસે લય થતો જાય છે, માટે એના કરતાં તો કદાચ દ્રવ્યક્રિયામાં ઓછા જોડાઇ શકાતું હોય પણ સભ્યતા, શાંતિ, સંપ, મૈત્રી, વિદ્યાવૃદ્ધિ, સુશીલ, વિનય, પ્રમાણિકતા, સત્યવાદિપણું, ઇત્યાદિ ગુણોમાં દિવસે દિવસે આપણી જૈન પ્રજા ઊંચ્ચે દરજ્જે ચડતી રહે તો તેથી જ તેની ખરી ઉન્નતિ થશે.

હવે ગ્રંથકાર ગુણવાન્ પુરૂષોતરફ બહુ માન ધરવાનું ફળ કહી બતાવે છે.

મૂળગાથા

गुणरयण मंडियाण-बहुमाणं जो करेइ सुद्धमणो,
सुलहा अन्नभवंमिय-तस्स गुणा हुंति नियमेण ॥ २७ ॥

અર્થ —

ગુણરૂપી રત્નોથી શણગારાયલા પુરૂષોનું જે શુદ્ધ મનથી બહુ માન કરે, તેને બીજા ભવે તે તે ગુણો નિયમા સુલભ થઈ પડે છે. ૨૭

ભાવાર્થ

આ જગતમાં રત્નો સૌ ચીજ કરતાં કીમતી હોય છે, અને તેઓ ઉંચા શણગાર સજવામાં ખાસ ઉપયોગી રહે છે. એ જ રીતે આ જગતમાં ગુણો અતિશય કીમતી છે, માટે તેમને રત્નની ઉપમા અપાય છે. રત્નોથી શારીરિક દ્રવ્યશોભા થાય છે, પણ ગુણરૂપી રત્નોથી તો ખાસ ભાવ શોભા થાય છે, તેથી પરમાર્થે ગુણોનો શૃંગાર ધારવાનીજ દરેક મનુષ્યને ફરજ છે.

કદાચ આપણે કમનસીબ હોવાથી આપણે ગુણોરૂપ રત્નોને પ્રાપ્ત કરવામાં પછાત પડતા હોઈએ તો પણ જેઓ ભાગ્યશાળી હોઈને ગુણોનો શૃંગાર ધારણ કરતા હોય તે મનું આપણે બહુમાન કરતા રહેવું જોઇએ. એમ કર્યાથી આપણને આ ભવમાં અગર નહિ તો ભવાંતરમાં પણ ગુણ રૂપ રત્નોની અવશ્ય પ્રાપ્તિ થશે. કારણ કે શાસ્ત્રમાં કહેલું છે કે,

धन्नाणं विहिजोगो–विहि पक्खाराहगा सया धन्ना,
विहि बहुमाणी धन्ना—विहि पक्ख अदूसगा धन्ना. १

ભાવાર્થ.

વિધિ એટલે દ્રવ્ય અને ભાવની પૂરતી વિશુદ્ધિ તેવી વિશુદ્ધિનો યોગ મળવો એ ખરેખરી ભાગ્યશાળીપણાની નિશાની છે, માટે તેવો યોગ જેમને મળ્યો હોય તે ખરા ભાગ્યશાળી જાણવા. પરંતુ જેઓ તેવા ભાગ્યશાળી પુરૂષોનો પક્ષ પકડીને તેમની સેવા કરનાર હોય તે પણ ભાગ્યશાળી જ સમજવા. કદાચ તેવા જનોની નિરંતર સેવા પણ નહિ કરી શકાતી હોય છતાં તેમના તરફ જેમને હૃદયમાં પૂર્ણ પ્રેમ રહેતું હોય તે પણ ઘણે અંશે ભાગ્યવાન્ જાણવા, અને છેવટે જેઓ તેમની નિંદા નહિ કરે તે પણ કેટલેક અંશે ભાગ્યવાન્ છે.

માટે આપણે કદાચ નિર્ગુણી હોઇએ, તો પણ ગુણિજનોની પ્રશંસા કરી તેમના ગુણોની અનુમોદના કરવી ઉચિત છે. અનુમોદનાથી ભવાંતરમાં તે વસ્તુ આપણને અનાયાસે મળી શકે છે.

શાસ્ત્રમાં ઘણી કથાઓમાં આપણે સાંભળીએ છીએ કે દાન દેનાર અને અનુમોદનાર બન્ને જણા સદ્‌ગતિએ પહોંચ્યા છે. એ જ રીતે સદ્‌ગુણોની અનુમોદના કરનારને મોડા કે વેહેલા પણ તેમની પ્રાપ્તિ થાય છે.

જેમ રૂચિ વધવાથી દરેક ભોજન પ્રિય લાગે છે અને

આપણે પેટ ભરી ખાઇ શકીયે છીયે, અને રૂચિ વિના અન્ન ઉપર દ્વેષ આવે છે, તેમ સદ્‌ગુણો તરફ પણ જેમ જેમ આપણી પ્રીતિ વધતી જાય છે તેમ તેમ તેઓને આપણે વધુ ગ્રહણ કરીયે. એ ન્યાય સિદ્ધ બનાવ છે.

આટલુ છતા એ યાદ રાખવાનુ છે કે આપણે કદાચ ગુણવાન ન હોઇયે તો ગુણવાન જનોના ગુણો તરફ બહુ માન ધરી ભવાતરે ગુણવાન થઈ શકશુ, પણ જો દોષવાન્ હોઇશુ તો તે નહિ ચાલી શકે કેમકે દોષોથી તો દોષો નુ જ પોષણ કરાય છે એટલા માટે ગ્રંથકારે શુદ્ધ મણા એવુ પદ જોડયુ છે. તે પદની એ મતલબ છે કે નિર્ગુણી છતા પણ આપણુ મન નિર્દોષી તો હોવુ જ જોઇયે જો મન અશુદ્ધ હોય તો ફક્ત મુખ માત્રથી ગુણિજનોના ગમે તેટલા વખાણ ગાઓ, તેથી કંઈ આપણનો ઉદ્ધાર થનાર નથી. કારણ કે—" मुखमे राम बगलमे छुरी, भगत भए पण दगात खुरी " એ કહિવત મુજબ આપણે વર્તન કરીયે તો શી રીતે આપણો ઉદ્ધાર થાય તેથી મનને મદ-મત્સર-ઇર્ષ્યા-દ્વેષ-વૈર વગેરે દોષોથી અપવિત્ર નહિ કરતા નિર્મળ રાખવા સિવાય આપણે કોઇકાલે પણ સદ્‌ગુણી થઈ શકીયે જ નહિ

## હૃદય શુદ્ધિની જરૂર

હૃદયની પવિત્રતા એ જ આપણા હિતનુ સાધન છે અપવિત્ર હૃદયવાળા બ્રાહ્મણ કરતા પવિત્ર હૃદયવાળો જાતે ચાંડાળ હોય તોપણ તે પાર માર્ગને વધુ નજદીક ગણાશે.

મન શુદ્ધ હોય તો તેમાં સદ્‍ગુણોના બીજ રોપાઇને ઉત્તરોત્તર વૃદ્ધિ પામે છે. જેમ કોઇ દરદીને રસાયન ખવરાવી બળવાન કરવું હોય ત્યારે પ્રથમમાં તેના પેટમાં રહેલ મળ દુર કરવાની ખાસ જરૂર રહે છે અને તેટલા ખાતર તેને જુલાબ આપી મળ શોધન કરાવવામાં આવે છે, તેમ સદ્‍ગુણ રૂપી મહારસાયનથી આત્મબળ વધારવા માટે પહેલાં હૃદયમાં મદમત્સરાદિ મળો દૂર કરવાની ખાસ જરૂર છે. તેટલા ખાતર મૈત્રી વગેરા ચાર ભાવનાઓથી હમેશ આપણા હૃદયને પવિત્ર રાખવુ જોઇયે.

ધર્મી કહેવરાવવાના કરતાં ગુપચુપ ધર્મી થવામાં વધુ માલ છે. લોકો આપણને આપણી ધર્મ સંબધી દોડધામ જોઇ ગમે તેટલા ધર્મી ગણે પણ આપણુ હૃદય જો અપવિત્ર હોય તો આપણે ધર્મી ગણાયાથી આપણા આત્માનુ કંઇ કલ્યાણ નથી. ખરૂં કલ્યાણ એ હૃદયની શુદ્ધિથી જ મેળવાય છે. કહેવત પણ ચાલે છે કે, “मन चंगा तो कथ रोटमे गगा ”.

બાહેરથી આપણે ગમે તેટલું તપ જપ કરીયે, સામાયક પડિકમણા કરીયે, પૂજા યાત્રા કે દર્શન કરીયે, સાધર્મીઓને જમાડિયે, સંઘ કાઢિયે, અગર દીક્ષા લઈ કેશલુંચન કરીયે. જમીનપર સૂઇયે, ગામે ગામ ઉઘાડે પગે ફરીયે કે જંગલમાં રહી મૌનવ્રત પાળીયે,–પણ આપણું મન મલિન હોય તો સઘળું નકામું થઇ પડે છે–હવે બીજી કોરે જો મન શુદ્ધ હોય તો પછી બીજી ક્રિયાકરણી કદાચ કમતી કરવામાં આવે તો પણ પરિણામે આપણે આપણી ઉન્નતિ

કરતા શક્તિમાન થઇયે છીયે.

ખાલી કીર્ત્તિ મેળવવાનો લોભ રાખવો, મિથ્યાભિમાનથી ભારે ભારે ખરચ કરી પોતાની મોટાઈ વધારવાનો યત્ન કરવો, મોટો ડોલ ઘાલીને બાહેરથી ધર્મિપણાનો આડંબર બતાવવો, વાદવિવાદ કરીને પોતાને વિદ્વાન્ જણાવવાનો વિચાર રાખવો, એ બધી મન ની મલિનતા છે.

આવી વૃત્તિઓ દૂર કરી નિકેવળ પોતાનું તથા પરનું ખરેખર કલ્યાણ કેમ થાય તેનો વિચાર રાખીને વિવેક પૂર્વક કોઈપણ પવિત્ર કામ કર્યાથી ઈષ્ટફળ મળે છે માટે દરેક કામ શુદ્ધ મને કરવું જોઇયે.

---

હવે ગ્રથકાર ગ્રથની સમાપ્તિ કરતા થકા સઘળી વાતનો ટુંકામાં ઉપસંહાર કરીને પોતાના ગુરૂનું નામ સ્મરણ કરતા થકા ગુણાનુરાગનું આખરી ફળ બતાવે છે.

મૂળગાથા.

एय गुणाणुराय—सम्म जो धरइ धरणि मज्झमि,
सिरिसोमसुंदरपय—सो पावइ सव्व नमणिज्ज ॥२८॥

અર્થ —

આ ગુણાનુરાગને જે પુરૂષ સમ્યક્ રીતે આ પૃથ્વીમધ્યે ધારણ કરે તે, શ્રી સોમસુંદર અર્થાત્ શોભતા ચંદ્ર જેવા શાન્તિમય અને સર્વને નમનીય ( તીર્થંકર રૂપ) પદને પામે

## ભાવાર્થ.

આ પૃથ્વીતળ પર આવીને આપણે ખરા અંતઃકરણથી અને ખરા પ્રયત્નથી સર્વે ગુણિજનો તરફ સમાન ભાવ ધારણ કરી ઉપર બતાવ્યા પ્રમાણે ગુણાનુરાગ ધરવો જોઇયે.

ગુણાનુરાગ ધરતાં કોઇપણ જાતનો પક્ષપાત રાખવો નકામો છે. ગુણો કોઇના બાપના નથી, તેમજ જન્મ સાથે પણ કંઇ ગુણોને સંબંધ નથી. જન્મથી બ્રાહ્મણ છતાં ગુણોથી ભ્રષ્ટ દેખાય છે, ત્યારે જન્મથી મ્લેચ્છ છતાં સદ્ગુણી નિવડે છે. વળી અમુક ધર્મના ફાંટા સાથે પણ ગુણોને ખાસ સંબંધ નથી. જેટલા જૈન તેટલા સઘળા સદ્ગુણી જ હોય અથવા બીજો ધર્મ જે પાળતા હોય તે બધા દુષ્ટજ હોવા જોઇયે એવો અભિમાન પણ ધારી શકાય તેમ નથી. કારણ કે નામે જૈન છતાં ઘણા જનો દુર્જનપણાથી દૂષિત જણાશે, અને નામે જૈન નહિ છતાં ઘણા જણો સૌજન્યપણા વાળા પણ દેખાય છે. તેમજ અમુક દેશના જે હોય તે જ ગુણવાન્ હોઇ શકે, એવો નિયમ પણ પાડી શકાય નહિ.

તેથી નાતજાત અથવા પંથ અથવા દેશના પક્ષપાત શિવાય સામાન્યપણે જે કોઇ સજ્જનભાવથી શોભિત હોય તેવા પુરૂષના ઉત્તમ ગુણો તરફ આપણે સમભાવથી અને શુદ્ધ મનથી પ્રેમ ધારણ કરી તેના ગુણોની પ્રશંસા કરવી જોઇયે.

આવી રીતે ઉદારભાવથી ગુણાનુરાગ કરતાં આપણું મન દિવસે દિવસે વધુ શાંત થતું જાઇ તેમાં ઉત્તમ ક્ષમા, ઉત્તમ માર્દવ, ઉત્તમ આર્જવ, અને ઉત્તમ સંતોષ વગેરા

સદ્‌ગુણોનો વધારો થતો જાય છે, જેના પ્રતાપે પરમ શાન્તિભાવથી શોભિત અને શત્રુમિત્રના ઉપર પણ સમાનદૃષ્ટિ ધારણ કરવામાં પ્રખ્યાત એવું તીર્થંકરપદ પામી શકાય છે.

તીર્થંકરદેવની ક્ષમા અને મૈત્રી સર્વોત્કૃષ્ટ હોય છે. તેઓ જે રાજાને બોધે છે, તે રીતે રંકને બોધે છે, જે રીતે મિત્રને બોધે છે તે જ રીતે શત્રુને બોધેછે, જે રીતે મનુષ્યોપર દયાભાવ રાખે છે, તે જ રીતે જન્તુમાત્ર તરફ દયા રાખે છે. તેમનો સિદ્ધાંત સદ્‌ગુણોથીજ વ્યાપ્ત હોય છે, સદ્‌ગુણોને પરિપૂર્ણ પાળવા એજ તેમનું મત છે, આખા જગતનું કલ્યાણ સાધવું એજ તેમનો ઉદ્દેશ હોય છે. તેઓ દરેકનું હિત ચાહતા હોવાથી જગદ્વત્સળ ગણાય છે

પરસ્પર લડતા મતાંધ પુરૂષોને એક બીજાનું ખંડન કરતા જોઇ તીર્થંકર દેવ તેમને બોધે છે કે તમો બધા એક થાઓ એટલે પૂર્ણ સત્ય પામશો. જે માટે તીર્થંકર દેવનો એ પરમ સિદ્ધાંત છે કે—

समवाए सम्मत्त—एगंते होइ मिच्छत्त

એટલે કે દ્રવ્યાદિકના એક એક પક્ષને તાણીને એકાંત પોતાના પક્ષનેજ સાચું માની લઇ વાસ્તવિક વિચારપર ન જવાથી તેમાં મિથ્યાત્વની પ્રાપ્તિ થાય છે, અને તેજ સર્વેની વાતના વિચારને એકત્ર કરી યોગ્ય રીતે તે તે અંગે વિચાર કરવામાં આવે તો તેથી સમ્યક્ત્વ પ્રાપ્ત થઈ શકેછે

આ રીતે સર્વે નયો તરફ સમાનદૃષ્ટિ રાખીને મધ્યસ્થ પક્ષે ઉભા રહી સર્વનયોથી ભરપુર બોધ આપનો એ તી

થંકર દેવની વાણીનું રહસ્ય છે. તેઓનો સિદ્ધાંત દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવની અપેક્ષાથી ભરપૂર છે, તેથી જ તે એકાંતથી રહિત હોઇ સ્યાદ્વાદથી શોભિત હોય છે.

તીર્થંકરદેવની આજ્ઞામાં એકાંતે અમુક વાતની હા અથવા અમુક વાતનો નિષેધ હોતો નથી, કિંતુ જે રીતે ગુણોનું પોષણ અને દોષોની નિવૃત્તિ થાય તે રીતે પ્રવર્ત્તવાની આજ્ઞા હોય છે, જે માટે કહેવામાં આવે છે કે,

सव्वं नाणुन्नायं-सव्व निसेहो य पवयणे नत्थि,
आयं वयं तुलिज्जा-लाहाकंखि व्व वाणियओ.

અર્થાત્ તીર્થંકરદેવના પ્રવચનમાં સર્વ બાબતોમાં આય વ્યયનો એટલે કે લાભાલાભનો તોલ કરી લાભ વધુ થાય તેમ પ્રવર્ત્તવાનો ઉપદેશ હોય છે.

તીર્થંકરદેવનો સિદ્ધાંત સદ્‌ગુણોના મૂળતત્વો પર પ્રકાશ પાડે છે, તેમાં સદ્‌ગુણોની જગતમાં શી રીતે વૃદ્ધિ થાય તે સંબંધી વિચારો હોય છે. એ સિદ્ધાંત સત્ય, ન્યાય, અને દયાનો હિમાયતી હોય છે. હમેશાં જે સત્ય હોય તેનો જ સ્વીકાર કરવો, એ તેમની મૂળ આજ્ઞા છે.

તેમનો સિદ્ધાંત પ્રમાણોથી અબાધિત હોવાથી સર્વ માન્ય રહેલ છે, અને તે જગજાહેરપણે જણાવવામાં આવેછે.

આવા પરમશાંત, પરમ મૈત્રીભાવને વધારનાર, ઉદાર આશયવાન્, સદ્‌ગુણમય ધર્મસ્થાપક, સમતા સમુદ્ર શ્રીમાન્

જેનમાં સંપસલાહ અને શાંતિની દિવસે દિવસે વૃદ્ધિ થશે, અને ક્લેશ કંકાશ ઓછા પડશે એમ આ વિવેચનકાર આશા રાખે છે.

વિવેચનકાર શ્રાવક રવજી દેવરાજ
મુંબઇ. આસો સુદિ ૧૫ સં. ૧૯૬૭



